ઇનામ અને લાઇબ્રેરી માટે સરકારે મંજુર કરેલી

# શિશુસદ્બોધ માળા

## ભાગ ૧

(મહાભારત, રામાયણ અને પુરાણોમાંથી આર્યનીતિ અને ધર્મની પસંદ કરેલી બોધક વાર્તાનો સંગ્રહ.)

**લંડનના 'મૉરલ એજ્યુકેશન લીગ'ના**
ધોરણને અનુસરતી ઢબે લખાયેલી.


સંપાદકઃ

**વ્રજલાલ પુરૂષોત્તમ મહેતા**
હેડ માસ્તર, તાલુકા સ્કૂલ, વઢવાણસિટિ, કાઠિયાવાડ.
મેમ્બર, મૉરલ એજ્યુકેશન લીગ, લંડન.



પ્રકટ કર્તાઃ

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.**
કાલબાદેવી રોડ, મુંબાઇ.


**કિમ્મત છ આના.**

"જે શાળાના પ્રવર્તકો તમારી ચોપડી ધાર્મિક શિક્ષણ માટે વાપરવા ઇચ્છતા હોય તેઓ તેવી પરવાનગી માટે અરજી કરી શકશે."

સને ૧૯૨૯.

ઇનામ અને લાઇબ્રેરી માટે સરકારે મંજુર કરેલી

# શિશુસદ્બોધ માળા

## ભાગ ૧

(મહાભારત, રામાયણ અને પુરાણોમાંથી આર્યનીતિ અને ધર્મની પસંદ કરેલી બોધક વાર્તાનો સંગ્રહ.)

**લંડનના 'મૉરલ એજ્યુકેશન લીગ' ના**
ધોરણને અનુસરતી ઢબે લખાયેલી.


સંપાદક:

**વ્રજલાલ પુરૂષોત્તમ મહેતા**

હેડ માસ્તર, તાલુકા સ્કૂલ, વઢવાણસિટિ, કાઠિયાવાડ.
મેમ્બર, મૉરલ એજ્યુકેશન લીગ, લંડન.



પ્રકટ કર્તા:

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની.**

કાલબાદેવી રોડ, મુંબાઇ.


**કિમ્મત છ આના.**

# ભૂગોળ વિદ્યાનાં મૂળતત્ત્વો

મુંબઈ બેટ, મુંબઈ ઇલાકો, હિન્દુસ્તાન
તથા એશિયાખંડનું વર્ણન



ગુજરાતી નિશાળોના વિદ્યાર્થીઓને માટે,
સુધારા વધારા સાથે.

---

# વ્યાકરણ

ગુજરાતી વ્યાકરણ કરતી વખતે ધ્યાનમાં રાખવા જોગ
નિયમો (તેની સાથે પદચ્છેદના થોડા નમુના.)

**ગુજરાતી ત્રીજા તથા ચોથા ધોરણ માટે**

રચનાર

**હોરમસજી ખ. ધાબર**

# અર્પણપત્રિકા

આર્યકુલભૂષણ સાક્ષરવર્ય મુરબ્બી

**શ્રી રણછોડલાલ વંદ્રાવનદાસ પટવારી,**

બી. એ., એલ એલ. બી,

સંસ્થાન પાલણપુરના મુખ્ય કારભારી સાહેબ

**મહાશય !**

કાઠિયાવાડ અને ગુજરાતમાં રાજ્યતંત્રી તરીકે પ્રસિદ્ધ થયેલા 'પટવારી' કુટુંબના આપ કુલદીપક છો, નીતિ અને ધર્મ તેમાં આર્યનીતિ અને આર્યધર્મ એ આપનો 'મુદ્રાલેખ' છે, તે નીતિ અને તે ધર્મ આપણી ઉછરતી પ્રજામાં પુનઃ પ્રચલિત થયેલો જોવાને આપ હરહંમેશ ઉત્સુક અને પ્રયત્નશીલ રહો છો, વિદ્યાના વિલાસી અને ઉચ્ચ આશયના પોષક છો, ઇત્યાદિ ઇત્યાદિ આપના સદ્‌ગુણોથી આકર્ષાઇ આર્યધર્મનું આ લઘુ પુસ્તક આપને જ સવિનય સપ્રેમ અર્પણ કરું છું.

લ૦ આપનો નમ્ર સેવક,

**સંપાદક.**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

કેટલાક કેળવણીકારો એવો મત ધરાવે છે કે નીતિ શિખવી શિખવાતી નથી, ત્યારે કેટલાક કહે છે કે નીતિને માટે શાળાઓના શિક્ષણક્રમમાં ખાસ તજવીજ કરવાની જરૂર નથી. આપણે જાણીએ છીએ કે રસિક અને બોધક વાર્તાઓથી મનુષ્યનું હૃદય સંસ્કારી બને છે, એટલુંજ નહિ પણ વાર્તાનો રસ મોટી ઉમ્મરનાં મનુષ્યોમાં પણ તે સાંભળવાની તીવ્ર અભિલાષા ઉત્પન્ન કરે છે. એમ છે તો બાળકનો પ્રિય વિષય–વાર્તા તેનામાં વધારે તીવ્ર અભિલાષા પેદા કરે એ સ્વાભાવિક છે. જે વિષયમાં આપણને રસ પડે તેના સંસ્કાર આપણા હૃદયપર કેવા પડે તેનો ખ્યાલ આપણે સહજ કરી શકીએ. તો પછી વાર્તાદ્વારાએ આપેલાં નીતિનાં તત્વોનો બાળકનાં કુમળાં હૃદયપર સંસ્કાર પાડવામાં ફતેહમંદ થવાય કે કેમ તે વાંચકવર્ગ સમજી શકે તેવી ઉઘાડી વાત છે. અલબત, એટલું તો સૌ કોઇ કબૂલ કરશે કે શિક્ષકની શકિત, આવડત અને તેના જ્ઞાનના ભંડોળ ઉપર ફળ મેળવવાનો બહુધા આધાર રહે છે. પરંતુ તેટલાપરથી કાંઇ એમ સિદ્ધ થતું નથી કે નીતિ–શિક્ષણ માટે લીધેલો શ્રમ નિષ્ફળ છે. એક સારૂં વાંચન–પુસ્તક જેમ સારા સોબતીની ગરજ સારે છે અને વાંચનારની બુદ્ધિનો વિકાસ કરે છે, તેમ એક સારી વાર્તા સારી છાપ પાડવામાં વિજયી નીવડે છે એ નિઃસંદેહ છે, અને રોજના ઘસારાથી જેમ પાણી

સીંચવાની દોરી પત્થર જેવા કઠણ પદાર્થમાં પોતાની છાપ બેસાડે છે, તેમ પત્થર જેવા કઠણ હૃદયવાળાં મનુષ્યો નિત્યના રસિક સુબોધથી સુધર્યાના દાખલા સેંકડો આપણને મળી શકે તેમ છે. સત્સંગના અગણિત લાભો વિદ્વાનો ઠેકાણે ઠેકાણે વર્ણવી ગયા છે તે શું આ બાબતમાં પણ લાગુ પડતા નથી ? સારૂં વાંચન અને સારી વાર્તા શું સત્સંગથી ઉતરે તેમ છે ? મનુષ્ય જાત સુધારાના સંસ્કારથી વિભૂષિત થઇ ત્યારથી નીતિશિક્ષણનો પાયો બોધ અને વાર્તા રૂપે નંખાયો છે, અને તેની અસર સૃષ્ટિના લય સાથેજ લય પામવાની.

વાંચનમાળાના પાઠો, ઇતિહાસ, ભૂગોળ આદિવિષયોમાંથી નીતિરસનું પોષણ કરવામાં આવે તો શિક્ષકનું કર્તવ્ય પુરતું થયું ગણાશે, એમ કેટલાક કહે છે. આ બીના ઘણે અંશે ખરી જણાય છે, પણ પરીક્ષામાં શિષ્યોને પ્રસાર કરાવવા ઉપરાંત પોતાનું વધુ કર્તવ્ય સમજનારા અને તેવી લાયકાત ધરાવતા શિક્ષકો શું આપણે ધરાવીએ છીએ ? એવા શિક્ષકો ઉભા કરવાનું કામ શું જેવું તેવું છે? એવી કર્તવ્ય પરાયણતા સ્વીકારનારા શિક્ષકો અને એ ખોટ પુરી પાડે તેવાં શિક્ષણક્રમનાં પુસ્તકો જ્યાં સુધી આપણી પાસે નથી, ત્યાંસુધી નીતિશિક્ષણનું કામ અભ્યાસક્રમના એક વિષયતરીકે આપણે શીર લટકતુંજ રહે છે.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ બે વરસપર બહાર પડી ત્યારથી તે અત્યાર સુધીમાં નીતિની કેળવણી વિષે ઘણું બોલાયું અને લખાયું

છે. જૂદા જૂદા દેશો અને મંડળોમાં તેમજ અનેક વ્યકિતઓ અને વર્ગોમાં આ વિષય હાલ અગ્રપદ ધરાવતો થયો છે, તે પુરવાર કરી આપે છે કે હાલની વસ્તુસ્થિતિમાં નીતિની કેળવણી એ એક અગત્યની ખોટ પુરી પાડનારૂં સાધન થઇ પડ્યું છે, પછી ભલે કાળાંતરે આપણને તેનો ખપ ન પડે. પણ વધુ વિચાર કરતાં સમજાય છે કે આર્યોમાં તો એ સંપ્રદાય ઘણા જુના કાળથી ચાલતો આવે છે. એ સંપ્રદાય કેટલાક સંજોગોને લીધે ઘસાવા ભુંસાવા માંડયો હતો, અને તેનો પુનરૂદ્ધાર કરવાનો વખત તેટલાજ કારણથી આજે આવી લાગેલો આપણે જોઇએ છીએ. જો તેનો ખપ આપણા સંક્રમણકાળમાં આપણને એક ખામી રૂપે જણાયો ન હોત, તો તેને ફરી યાદ કરી મરતાને સજીવન કરવાની પરવા સરખી પણ આપણે કરવાનું પ્રયોજન શું પડયું હોત

જેઓ નીતિની કેળવણી આપવાની આવશ્યકતા પીછાણે છે તેઓમાં પણ એક એવો વર્ગ અસ્તિ ધરાવે છે કે જેઓ નીતિને ધર્મથી જૂદી પાડી એકલી નીતિનુંજ શિક્ષણ આપવાની હિમાયત કરે છે, અને ધર્મને તેમાં ન ભેળવવા આગ્રહ કરે છે. આ વર્ગને ધડો આપનારો એક લેખ મુંબઇના પ્રસિદ્ધ દૈનિક અંગ્રેજી પત્ર 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા' ના તારીખ ૭ મી જુન સને ૧૯૧૧ ના અંકમાં પ્રકટ થયો છે. તે પત્રનો જાપાનની રાજધાની ટોકીઓ ખાતેનો ખબરપત્રી તા. ૧૨ મી મેના પોતાના પત્રમાં 'Repentant Japan' એટલે

"પસ્તાવામાં આવી પડેલું જાપાન" એ મથાળા નીચે આ લેખ લખે છે, તેનો એક ફકરો આ સ્થળે ટાંકવો જરૂરનો વિચારૂં છું:—

"Here again it must be remarked that in Japan, not only is layalty pretty much the same thing as morality, but it is religion as well. Both the Minister of Home Affairs and the Minister of Education have instructed all officials under them to urge greater reverence for the temples and shrines, and to do what they can towards strengthening faith, not only in native religions, but in all religions obtaining among the people. It is now openly claimed by these and other official authorities that *religion is a great aid to moral education.* The movement made by the Government some two years ago for the suppression of numerous shrines occupying valuable land in various parts of the country, is to be abandoned, and worship o the old Gods, as well as the new, is to be encouraged. The Government officials, in short, have come to a realization *of their utter powerlessness by their ordinary machinery to guide and control the ideals of the nation without religion of some kind.* To those of us who have followed the trend of thought

n Japan for a generation or more this attitude of the authorities means a radical change of policy, and the effect cannot be other than far-reaching. For tha past 50 years Japan has been governed and controlled by men whose attitude towards all forms of religion was indifferent, if not hostile. We are now face to face *with the admission that half a century of agnosticism, if not etheism, has been largely a mistake.*

'આ સ્થળે કહેવું જોઈએ કે જાપાનમાં વફાદારી અને નીતિ લગભગ એકજ છે એટલુંજ નહિ, પણ વફાદારી એ ધર્મ પણ છે. સ્વદેશ ખાતાના અને કેળવણી ખાતાના પ્રધાન બન્નેએ તેમની નીચેના સઘળા અમલદારોને એવી સૂચના કરી છે કે દેવાલયો અને દેવો પ્રત્યે લોકો વધારે પૂજ્યભાવ બતાવે એવો આગ્રહ રાખવો, અને માત્ર પોતાના કુળ ધર્મ તરફજ નહિ, પણ લોકોમાં ચાલતા તમામ ધર્મો તરફ લોકોની શ્રદ્ધા દૃઢ થાય તેને માટે તેઓનાથી બને તેટલો પ્રયત્ન કરવો. ધર્મ એ નૈતિક કેળવણીનો મોટો મદદગાર છે એવું આ અને બીજા સત્તાધિકારીઓ હવે ખુલ્લી રીતે કબૂલ કરે છે. દેશના જૂદા જૂદા ભાગોમાં સંખ્યાબંધ દેવાલયો નીચે જે કિમતી જમીન છે તે લઈ લેવાનો સરકાર કેટલાંક વરસ થયાં ઉપાય યોજતી હતી તે પડતો મૂકવામાં આવ્યો છે, અને જૂની તેમજ નવી ધર્માદા જગાઓની દેવસેવાને ઉત્તેજન આપવામાં આવે છે.

ટુંકામાં કહીએ તો સરકારી અમલદારો એવું પીછાણુતા થયા છે કે કોઇ પણ જાતના ધર્મ સિવાય પ્રજાની માનસિક વૃત્તિઓને દોરવાને અથવા કાબુમાં રાખવાને સાધારણ યોજનાઓ તદ્દન શક્તિહીન છે. આપણામાંના જેઓ એકાદ જમાના કે વધારે મુદત થયાં જાપાનની વિચારશૈલીનું અનુકરણ કરતા રહ્યા છે, તેઓને સત્તાધિકારીઓની આ રીતિ રાજનીતિના ધોરણને ઉથલાવી નાંખનારી માલમ પડશે, અને તેની અસર ઘણી ઉંડી થયા વગર રહેશે નહિ. છેલ્લાં પચાસ વર્ષ થયાં જાપાન ઉપર એવા માણુસોનો દોર અને અમલ ચાલતો આવ્યો છે કે જેઓની વર્ત્તણુક, કોઇ પણ જાતના ધર્મની વિરૂદ્ધ નહિ તો, વિમૂખ તો હતીજ. હવે આપણી સામે એવી કબુલાત આવી ઉભી છે કે અરધી સદી જેટલો, જો કે નાસ્તિક્ય નહિ તો, ધર્માભાવ એ મોટે અંશે ભૂલ હતી.'

વઢવાણ શેહેર,
દેવશયની એકાદશી,
વિક્રમાર્ક ૧૯૬૭.

લ૦ સંપાદક.

# શીખવવાની રીત

આ ચોપડી જો કે હરકોઇ ઉમરનાં સ્ત્રીપુરુષમાં વંચાય એ હેતુથી લખવામાં આવી છે, તથાપિ શાળામાં જતાં વિદ્યાર્થીઓ અને કન્યાઓને નીતિધર્મની કેળવણી આપવાનો હેતુ વધારે ફળીભૂત થાય તેની તજવીજ કરવામાં આવી છે. વિશેષ કરીને ગુજરાતી પાંચમાથી સાતમા અને અંગ્રેજી પહેલાથી ત્રીજા ધોરણ સુધીમાં ચલાવવાનો હેતુ રાખવામાં આવ્યો છે. નવાં ધોરણો પ્રમાણે આ ચોપડી કેવી રીતે શીખવવામાં આવે તો ધર્મશિક્ષણનો હેતુ કંઇ અંશે ફળીભૂત થાય એ વિષે અહિં બે શબ્દ લખવા યોગ્ય જણાય છે.

અઠવાડીઆમાં આ શિક્ષણ માટે ઓછામાં ઓછા બે કલાક નીમવા, પણ જ્યાં સગવડતા થઇ શકતી હોય ત્યાં શાળાના દરેક દિવસે અમુક વખત આને માટે જુદો રાખવો જોઇએ. આખી ચોપડીનો ક્રમ એવી રીતે ગોઠવવામાં આવ્યો છે કે ઉપર જણાવેલા ત્રણ વર્ગો માટે ચોપડીને ત્રણ ભાગમાં વહેંચી શકાય; એટલા માટે વાર્તાની ભાષા, લંબાઇ અને વિષય શરૂઆતમાં સાદાં, નાનાં અને સરલ રાખી ક્રમશઃ તેમાં વધારો કરવામાં આવ્યો છે. પાંચમાં ધોરણના શિક્ષકે એમાંનો પહેલો ભાગ પસંદ કરી વર્ગમાં છોકરાં પાસે વાર્ત્તા વંચાવવી. છોકરાં ન જાણતાં હોય તેવા શબ્દોના અર્થ અથવા તેની વ્યાખ્યાઓ ને કંઇ

વિશેષ કહેવું, અને જે વિષય ઉપર જે વાત હોય તેના લાભ ગેરલાભ વિષે પણ થોડું વિવેચન શિક્ષકે કરવું. આથી માત્ર વાંચી જઇને ભાષાના શબ્દોનું જ્ઞાન મેળવવા ઉપરાંત તેમના હૃદય પર કાંઇક વિશેષ નીતિના નિયમોની છાપ પડશે બીજે દિવસે કે બીજે વારે તે પાઠ તૈયાર કરી આવવાનું તેમને કહવું. તે દવસે દરેક જણ પાસે આખી વાર્ત્તા અથવા તેનો થોડો થોડો ભાગ મોઢે બોલાવવો. છોકરાંઓ જ્યારે વાર્ત્તા બોલતાં હોય ત્યારે કાંઇ સંબંધવગરનું કે વાકય રચનાના નિયમોથીઉલટું અથવા વાર્ત્તાના વિષયની બહાર જવા જેવું બોલાતું હોય તો તે તરફ બોલનાર વિદ્યાર્થીનું ધ્યાન ખેંચી તેમાં તેની પાસે સુધારો કરી શકે એવા શબ્દોમાં સૂચના આપવી. આથી બાળકોને ચોકસપણે વિચારો દર્શાવવા જેટલો ષા ઉપર કાબુ થશે એટલુંજ નહિ, પણ નીતિધર્મના નિયમોની વધારે અને વધારે ઊંડી છાપ તેમનાં કુમળાં હૃદય પર પડતી જશે. વિદ્યાભ્યાસમાં હરકોઈ વિષય ઉપર કાબુ મેળવવાની ખરી કુંચી તેનું પુનરાવર્તન છે, એ જ નિયમ આ શિક્ષણમ લાગુ પાડવાથી શિક્ષણ વધારે ફળપ્રદ થશે.

છઠ્ઠા ધોરણમાં શિક્ષકે વાર્તા સમજાવ્યા પછી વાર્તામાંના પાત્રોના ગુ દોષ બતાવવામાં આવે તેનાં કારણો અને તેનાં પરિણામો છોકરાંઓ પાસે કઢાવવાં. આમ થવાથી ઉંચા નીચાનો, ગુણ-દોષનો, સારા–નરસાનો, ધર્મ–અધર્મનો, નીતિ–અનીતિનો તફાવત વિચારવાનો અવકાશ મળશે, અને તેટલે દરજ્જે તેમની બુદ્ધિ ખીલશે

અને તેમનાં હૃદય નિર્મળ થશે. બીજે દિવસે તે પાઠ તૈયાર કરી લાવ્યાં હોય ત્યારે તેમને તે વાર્તા વર્ગમાં લખી લાવવાનું કહેવું તથા છેડે સાર પણ લખવાનું કહેવું. આ લખેલી વાર્ત્તાનું મનોયત્ન શિક્ષકે સૌ છોકરાંઓની સમક્ષ એકેકે તપાસવું, અને પાંચમા ધોરણના શિક્ષકને માટે વાર્ત્તાના મુખ્ય પાઠમાં જે સુધારા સુચવ્યા છે તે રીતિને અનુસરીને સુધારા કરાવવા.

સાતમા ધોરણમાં શિખવવાની રીત ઉપર પ્રમાણે જ રાખવી પણ બીજે દિવસે છોકરાંઓ પાસે તે લખાવવી ત્યારે વાર્ત્તાના પાત્રો ઉપર ટીકા લખવાને તથા ચોપડીમાં આપ્યો છે તે સિવાય વધારાનો બીજો સાર જે ખેંચી શકાતો હોય તે લખી લાવવાને કહેવું અને ઉપર લખ્યા મૂજબ વર્ગમાં અથવા ઘેરથી અનુકૂળતા પ્રમાણે શિક્ષકે વાર્ત્તા સુધારી આપવી, જે પછી સુધારેલા રુપમાં વાર્ત્તાઓ તે કામને માટે ખાસ રાખેલી મનોયત્નબુકમાં ઘેરથી લખી લાવવા છોકરાંઓને કહેવું.

અંગ્રેજી પહેલા, બીજા અને ત્રીજા ધોરણમાં અનુક્રમે ગુજરાતી પાંચમાં, છઠ્ઠા તથા સાતમાં ધોરણની રીતિને અનુસરવું.

જ્યાં જ્યાં વાર્ત્તાઓ લાંબી જણાય ત્યાં ત્યાં તેના બે કે ત્રણ વિભાગ શિક્ષકે એવી રીતે પાડવા કે કોઇ અમુક બનાવનો સંબધ તુટી જાય નહીં.

ઘેર ખાનગી શિક્ષણ આપનાર શિક્ષકો, તથા કેળવાયેલાં

સ્ત્રીપુરુષો પોતાનાં બાળકોને એવું શિક્ષણ જાતે આપવા ઇચ્છતાં હોય તેઓ આ રીતિને જેમજેમ વધારે અનુસરશે તેમ તેમને વધારે લાભ થશે.

શિક્ષણનો વિષય એવો છે કે જેમાં દેશ, કાળ અને સ્થિતિને અનુસરીને શિક્ષણક્રમ રાખવામાં આવે તો જ ઇચ્છિત ફળ પ્રાપ્ત થાય. માટે કોઇ અમુક પદ્ધતિને અનુસરીને શિક્ષણ અપાય છે એમ કહી શકાય નહિ. ઉપર જે રીત બતાવવામાં આવી છે તે જાહેર શાળાના શિક્ષક તરીકેના મારા લાંબા વખતના અનુભવનું માત્ર પરિણામ છે, અને તે સુજ્ઞ શિક્ષકવર્ગ આગળ રજુ કરવાનું આ સ્થળ મને યોગ્ય જણાય છે.

સંપાદક

# અનુક્રમણિકા

—:o:—

# સુચના

વાર્ત્તાઓને છેડે ટાંકવામાં આવેલ પ્રમાણોની ટુંકી સંજ્ઞાઓ નીચે મુજબ છેઃ—

| | |
|---|---|
| ભા૦ સ્કં૦=શ્રીમદ્ ભાગવત સ્કંદ | ખં૦=ખંડ. |
| રા૦ ઉ૦ કાં૦=વાલ્મિકી રામાયણ ઉત્તરકાંડ. | આ૦=આદિ. |
| | કૃ૦ યુ૦=કૃષ્ણ. યુધિષ્ઠિર. |
| શિ૦ પુ૦=શિવપુરાણ. | એ૦=એકાદશી. |
| પદ્મ૦ પુ૦=પદ્મપુરાણ. | બા૦=બાળક. |
| મહા૦ ભા૦=મહાભારત. | ધ૦=ધર્મ. |
| બ્રહ્મવૈવર્ત પુ૦=બ્રહ્મવૈવર્ત પુરાણ. | વ૦=વન. |
| કર્મ પુ૦=કર્મ પુરાણ. | વા૦=વાયુ. |
| વારાહ પુ૦=વારાહ પુરાણ. | ગ૦=ગદા. |
| સ્કં૦ પુ૦=સ્કંદ પુરાણ. | ક૦=કર્ણ. |
| ભવિષ્યોત્તર પુ૦=ભવિષ્યોત્તર પુરાણ. | ઉ૦—ઉત્તર, ઉત્તરખંડ. |
| અ૦ પુ૦=અગ્નિ પુરાણ. | શાં૦=શાંતિ. |
| કાં૦=કાંડ. | યુ૦=યુદ્ધ. |
| સં૦=સંહિતા. | સું૦=સુંદર. |
| પ૦=પર્વ. | સ૦=સભા. |
| અ૦=અધ્યાય, અયોધ્યા, અરણ્ય. | મુ૦=મુશળ. |
| જ્ઞા૦=જ્ઞાન. | |

# શિશુસદ્બોધમાળા

## ભાગ ૧

### વાર્તા ૧

### શ્રીકૃષ્ણ ને સુદામા

દ્વારકાના રાજા શ્રીકૃષ્ણ ભગવાન[૧] અને સુદામા બ્રાહ્મણ જ્યારે નાના બાળક હતા, ત્યારે ગુરુ સંદીપન પાસે વિદ્યાભ્યાસ[૨] કરતા હતા. એક વખત ગુરુ બહાર ગયા હતા, અને આશ્રમમાં[૩] બળતણ માટે ઇંધન[૪] થઇ રહ્યાં હતાં. તેથી ગુરુની સ્ત્રીએ કહ્યું કેઃ 'પુત્રો! તમારા ગુરુ બહાર ગયા છે તે હજી આવ્યા નહિ ને બળતણ માટે લાકડાં થઇ રહ્યાં છે, તે શું કરીશું?' એટલે તરત જ કૃષ્ણ ને સુદામા બોલી ઉઠયા, 'માતાજી, અમે તમારા પુત્રો સેવામાં હાજર છીએ ને ગુરુજી બહારથી પધારશે તે પહેલાં તો અમે ઇંધન લઇને આવતા રહીશું; માત્ર આપની આજ્ઞા[૫] જોઇએ.' એ પ્રમાણે ગુરુપત્નીની[૬] રજા લઇ બંને

---

૧. અસાધારણ શક્તિવાળા  ૨. ભણવું તે.  ૩. ગામ બહાર કેટલેક દુર વસ્તી વગરની એકાંત જગ્યામાં નદી કિનારે ઋષિ મુનિઓને વસવાનું ને બાળકોને શીખવાનું ઠેકાણું.  ૪. બાળવાનાં લાકડાં  ૫. હુકમ. ૬. ગુરુની સ્ત્રી.

મિત્રો રાંઢવાના[1] કકડા તથા કુહાડીઓ લઇ વનમાં ગયા. ત્યાં લાકડાં કાપીને ભારીઓ બાંધી, અને માથે મૂકી આશ્રમ તરફ વળ્યા. એવામાં અણધાર્યાં વાદળાં ચઢી આવ્યાં. ઋતુ ચોમાસાની નહોતી, છતાં પણ ભારે ગાજવીજ[2] થઇ ને મુશળધાર[3] વરસાદ વરશ્યો. તોફાની પવન વાવા લાગ્યો અને થોડીવારમાં તો બધી જમીન જળબંબાકાર[4] થઇ રહી. વરસાદથી ભીંજાયેલા અને ટાઢથી ધ્રુજતા બંને મિત્રો[5] પાણીમાં રસ્તો કાપતા ચાલ્યા જાય છે. એવામાં સૂર્ય આથમી ગયો અને રાત પડી. અંધારૂં ઘોર હોવાથી રસ્તો સૂઝે નહિ, તેથી છુટા ન પડી જવાય વાસ્તે બંનેએ એક બીજાના હાથ પકડી આગળ ચાલવા માંડ્યું; તેઓ અવળે રસ્તે ચઢી ગયા, તેથી કેમે કર્યો આશ્રમ આવે નહિ. આવી રીતે અંધારામાં આમથી તેમ આથડવામાં ને ભટકવામાં રાત આખી ખૂટી પણ વાટ[6] ખૂટી નહિ. છેવટે પરોઢીયું થયું ત્યારે મહા મહેનતે રસ્તો હાથ લાગ્યો.

સવારમાં નિયમ પ્રમાણે સૌ વિદ્યાર્થીઓ[7] વખતસર શાળામાં[8] હાજર થયા, પણ કૃષ્ણ ને સુદામા નજરે પડ્યા નહિ એટલે ગુરુએ પૂછયું કે, કૃષ્ણ ને સુદામા કેમ જણાતા નથી? તેઓ ક્યાં ગયા છે? નિશાળીઆઓએ જવાબ આપ્યો કે, 'તેઓ તો ઇંધણાં લેવા કાલ સાંજના ગયા છે, તે કોણ કેમ હજી સુધી આવ્યા નથી.' એ સાંભળી ગુરુની ધીરજ ઉડી ગઇ અને તરત જ શાળાનું કામ મુખ્ય શિષ્યને

૧. દોરડાં. ૨. ગાજ—વાદળાનો ગડગડાટ ને વીજ—વીજળીના ચમકારા. ૩. મોઘબંધ. ધણોજ. ૪. પાણી પાણી. ૫. ભાઇબંધો. ૬. રસ્તો. ૭. નિશાળીઆ. ૮. નિશાળમાં, નિશાળીઆને ભણવાનું ઠેકાણું.

સોંપી શિષ્યોની શોધમાં નીકળ્યા. થોડેક દુર ગયા નહિ એટલામાં તો કૃષ્ણ ને સુદામા તેમને માર્ગમાં સામા મળ્યા. તેમને આવતા દીઠા ત્યારે ગુરુના કોઠામાં જીવ આવ્યો. પાસે આવતાં તેમને ગુરુએ કહ્યું: 'પુત્રો ! આટલી કડકડતી ટાઢ ને આવા ધોધમાર વરસાદમાં અંધારી રાત તમે શી રીતે કાઢી ? માણસ માત્રને પોતાના જીવ બહુ વહાલો હોય છે, તે જીવની પણ તમે દરકાર ન કરી અને ગુરુની સેવા જીવથી પણ વ્હાલી ગણી. ધન્ય છે તમને ! તમારી ગુરુભક્તિથી[2] હું બહુ પ્રસન્ન[3] થયો છું, અને મારી આશિષ છે કે ઇશ્વર કૃપાથી તમારી વિદ્યા તમને ફળીભૂત[4] થાઓ !' બંને વિદ્યાર્થીઓ સાથે બોલી ઉઠયા, 'ગુરુમહારાજ ! અમે આપની ગમે તેટલી સેવા ઉઠાવીએ, તોપણ આપ અમને જે વિદ્યાનું મોટું દાન આપો છો તેનો યતકિંચિત[5] બદલો પણ અમે વાળી શકવાના નથી. આ અમારો દેહ[6] આપને માટે જ છે. ગુરુસેવામાં જેનો દેહ અર્પણ[7] થાય એના જેવો બીજો ભાગ્યશાળી[8] કોણ હોય ?' એમ કહી ભારીઓ નીચે ઉતારી ગુરુના ચરણમાં દંડવત્[9] પ્રણામ કર્યા. પછી ભારીઓ પાછી માથે ચઢાવી આશ્રમ તરફ ગયા.                (ભા૦ સ્કં૦ ૧૦ અ૦ ૮૧)

## સાર.

જેમ માબાપ જન્મ આપી સંસારમાં લાવે છે, તેમ ગુરુ વિદ્યા આપી મૂર્ખને પંડિત, અણસમજુને ડાહયો, પથ્થર જેવાને હીરો,

---

૧. કાળજી, પરવા, ૨. ગુરુની સેવા. ૩. ખુશી. ૪. સારૂં ફળ આપનારી. ૫. જરાપણ. ૬. શરીર. ૭. આપી દેવું તે. ૮. નશીબદાર. ૯. લાકડીની પેઠે ભોંય ઉપર શરીર લાંબુ કરીને પગે લાગવું.

ને પશુ જેવાને[1] મનુષ્ય બનાવે છે, એ કાંઇ ઓછો ઉપકાર નથી. અસલના વખતમાં મોટા મોટા રાજકુંવરો પણ વિદ્યા સંપાદન[2] કરવાને ગુરુના આશ્રમમાં જઇ નિવાસ[3] કરતા, અને ગુરુની સેવાચાકરી કરતાં લેશ પણ શરમાતા નહિ. એ પ્રમાણે અભ્યાસ કરતા ત્યારે તેમને વિદ્યા ફળીભૂત થતી. જ્ઞાનની સાથે સાથે ગુરુનાં શુદ્ધ આચરણો નિશાળીઆમાં વાસ કરી તેમને સદાચરણી[4] થતાં શીખવતાં, શ્રીકૃષ્ણ ભગવાન જેવા રાજકુમારે પણ ગુરુની સેવા કેવી સખત ઉઠાવી છે તે ઉપરની વાતથી સમજાય છે.

---

## વાર્તા ૨

## ગીધ અને ઘુવડ

એક વખત અયોધ્યાના રાજા શ્રીરામચંદ્રજીને અગસ્ત્ય મુનિનાં દર્શન કરવાનો વિચાર થયો. પોતે પુષ્પક નામના વિમાનમાં[5] બેઠા, અને સાથે પ્રધાન સુમંત તથા હનુમાનજી અને કેટલાક સેવકો લીધા. માર્ગમાં એક મોટા અરણ્યમાં બે પક્ષીઓ વઢતા તેમની નજરે પડ્યા. પક્ષીઓએ પણ રાજાને જતા જોયા એટલે પોતાની તકરારનો નીવેડો આણવા રાજાના વિમાન તરફ ઉડ્યા. ઘુવડ બોલ્યું કે: "હે મહારાજ! અમે આપની પાસે એક ન્યાય મેળવવા આવ્યા છીએ. આ ગીધ પક્ષી મારા માળામાં ઘુસી ગયો છે, અને 'એ તો મારો માળો છે' એમ કહી

---

૧. અભણ માણસ પશુ જેવો છે. ૨. મેળવવાને. ૩. રહેવું તે. ૪. સારી ચાલચલગતવાળા. ૫. આકાશમાર્ગે હવામાં હરવા ફરવાનું વાહન, હાલમાંના બલુનને મળતું આવતું અદ્ધર ફરવાનું સાધન.

મને સતાવે છે.” ઘુવડનું બોલવું સાંભળી લઇ રાજાએ ગીધપક્ષીને પૂછ્યું કે “જો તે માળો તમારો હોય તો તમે તે કેવી રીતે અને કયારે બાંધ્યો છે તે કહી બતાવો.” ગીધે જવાબ આપ્યો, “મહારાજ, એ ઘુવડ તો નકામો ગળે પડે છે; એનો માળો કેવો અને વાત કેવી! બાપજી, આ પૃથ્વી પણ નહોતી તે પહેલાંનો એ માળો બાંધેલો છે ને તે મારો છે; માટે આ જૂઠો ઘુવડ મને મારા માળામાં સુખે રહેવા દે એવી તેને આજ્ઞા કરો.” હવે રાજાએ ઘુવડને પૂછ્યું કે “માળો તમારો હોય તો તમે કયારે અને કેવી રીતે બાંધ્યો છે તે તમે મને કહી બતાવો.” ઘુવડ બોલ્યો: “કૃપાનાથ! આ સૃષ્ટિ બંધાયા પછી તેના પર ઝાડ ઉગ્યાં ત્યાર પછી મેં તે ઉપર માળો બાંધ્યો.” ઘુવડની વાત સાંભળી રાજાએ ઇન્સાફ આપ્યો કે “અલ્યા લુચ્ચા ગીધ, તું હડહડતું જૂઠું બોલે છે; આ માળો તારો નથી પણ આ ઘુવડનો છે; પારકો માળો પચાવી પડી ખોટી બનાવટથી તું તારો હક સાબીત કરવા પ્રયત્ન કરે છે, પણ તે કેમ નીભે? પોતાનું ન હોય તેવી પારકી વસ્તુ ઉપર ત્રાપ મારવાનો એક ગુન્હો કરી તું જૂઠું બોલવાનો બીજો ગુન્હો કરે છે. ધરતીના આધાર વિના ઝાડ રહી શકે ખરૂં? અને ઝાડના આધાર વિના માળો બંધાય પણ કેવી રીતે? ને કોને આધારે? માટે સૃષ્ટિ રચ્યા પહેલાં તારો માળો તેં બાંધ્યો એમ તું કહે છે તે હડહડતું જુઠું છે એમ સાબીત થયું છે. મારા રાજ્યમાં કોઇ મનુષ્ય કે પશુપક્ષીઓનું જૂઠાણું કે દુષ્ટ આચરણ હું ચાલવા દેનાર નથી.” એમ કહી પેલા પાપી ગીધને એવી સખ્ત શિક્ષા[1] કરી કે તેનો નાશ થયો.

(રા૦ ઉ૦ કાં૦ અ૦ ૨૦)

[1] સજા.

## સાર

જૂઠું બોલવું એ મહા પાપ છે. કેટલીક વખત જૂઠા માણસો બનાવટી વાતો ઉભી કરી પોતાની જૂઠને ટકાવી રાખવા તદબીર કરે છે. પણ મહાન્ પુરૂષો કહી ગયા છે કે, "જૂઠને પગ હોતા નથી તેથી તે ટટ્ટાર ઉભું રહી શકતું નથી." તે પ્રમાણે બનાવટી વાતો આખરે ખોટી ઠર્યા વગર રહેતી નથી." એટલે પછી જૂઠો માણસ આ વાતમાંના ગીધની પેઠે વિનાશ પામે છે. કદાચ તમારા જૂઠમાં તમે ઘડીભર ફાવો, તોપણ નિશ્ચય માનજો કે છેવટે તેના બદલા તરીકે લાયક સજા તમને મળ્યા વગર રહેશે નહિ. વાસ્તે જૂઠું કોઇ દિવસ બોલવું નહિ. પણ સાચું ને સાચુંજ બોલવું. જેથી તેના બદલામાં લાયક સારૂં ફળ મળે જ મળે.

---

## વાર્તા ૩

## ગણપતિએ પૃથ્વીને બદલે માબાપની કરેલી પ્રદક્ષિણા.[1]

એક દિવસ ભગવાન શ્રી મહાદેવજીના બંને પુત્રો ગણપતિ અને કાર્તિકેય એક બીજા સાથે વાત કરતાં કરતાં વાદ[2] કરવા લાગ્યા. ગણપતિ કહે 'પહેલો હું પરણીશ'ને કાર્તિકેય કહે 'હું'. નવાઇ જેવો વાદ સાંભળી મહાદેવજીને અને પાર્વતીજીને રમૂજ[3] ઉપજી. તેમને વિચાર આવ્યો કે આપણે બંને દીકરા ઉપર સરખું હેત છે. પણ એમની ચતુરાઇની પરીક્ષા કરવાનો આ ઠીક લાગ છે એમ ધારીને

---

૧. ફરતો આંટો. ૩. મમત; તકરાર. ૩. ગમત.

તેમને પાસે બોલાવી જુકિતથી કહ્યું કે 'દીકરાઓ, પૃથ્વીની પ્રદક્ષિણા કરીને જે વહેલો ઘરે આવી પહોંચશે, તેને પહેલો પરણાવીશું.' કાર્તિકેય તો તરતજ પૃથ્વીને ફરતો આંટો મારવા નીકળી પડયા, પણ ગણપતી શરીરે ભારે હોવાથી વિચારમાં પડયા કે મારાથી તો પૃથ્વીની પ્રદક્ષિણા થઇ શકશે નહિ, પરંતુ તેટલેથી નિરાશ અને નાહિમ્મત ન બનતાં જુકિત અજમાવવાની શોધમાં પડયા. વિચાર કરતાં યાદ આવ્યું કે 'માતા પૃથ્વીતુલ્ય[1] છે,' તેથી બે હાથ જોડી માતાપિતાને પ્રાર્થના કરી કે, હે પૂજવા લાયક માતાપિતા! આપ બંને આ બિછાવેલા[2] આસન[3] પર બિરાજો.[4] બંને બેઠા પછી પોતે નાહી ધોઇ સ્વચ્છ થઇ માબાપની પૂજા કરી. આરતિ ઉતારી અને પછી સાત વખત માતાપિતાની પ્રદશિણા કરી હાથ જોડી ગણપતિ બોલ્યા કે: "હે! માતાપિતા વેદ[5] અને ધર્મશાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે મેં પૃથ્વીની પ્રદક્ષિણા કરી, માટે મને પરણાવો; કેમકે જે પુત્ર માબાપને છોડીને ઘર બહાર તીર્થ[6] કરવા જાય છે તેને પોતાનાં માબાપને મારી નાંખ્યા જેટલું પાપ લાગે છે. પુત્રને તો માબાપના ચરણમાં[7] જ મોટામાં મોટું તીર્થ છે. બીજાં તીર્થ તો બધાં દૂર છે. સ્ત્રીનાં સર્વ તીર્થો પોતાના પતિમાં, અને પુત્રનાં સર્વ તીર્થો તેનાં માબાપમાં સમાયેલાં છે. તમારી પ્રદક્ષિણા કરી એટલે વેદમાં કહ્યા પ્રમાણે પૃથ્વીની પ્રદક્ષિણા હું સાત વખત કરી ચૂકયો; માટે મને પહેલો નહિ પરણાવો તો વેદ અને તમારૂં વચન એ બંને ખોટાં ઠરશે. ગણપતિનાં આવાં વચન સાંભળી શ્રી

---

૧. બરાબર. ૨. પાથરેલા. ૩. બેઠક. ૪. બેસો. ૫. આર્ય લોકોનું હિંદુઓનું ધર્મ પુસ્તક. ૬ યાત્રા. ૭ પગમાં.

ઈશ્વર પાર્વતીજી અતિ પ્રસન્ન થયાં, અને બુદ્ધિ તથા સિદ્ધિ નામની બે કન્યાઓ સાથે ગણપતિને પરણાવ્યા.

( શિ૦ પુ૦ જ્ઞા૦ સં૦ અ૦ ૩૫. )

### સાર

માબાપની સેવાચાકરી કરવી, એ મોટામાં મોટું તીર્થ છે અને તેમને ખુશી રાખવાં એ મોટામાં મોટું પુણ્ય છે એમ ધર્મશાસ્ત્રોમાં કહેલું છે. શાસ્ત્રોમાં અડસઠ તીર્થ કહ્યાં છે, તેમાં સૌથી મોટું માબાપનું તીર્થ છે, માટે માબાપનું તીર્થ છોડી જે બીજાં તીર્થો કરવા જાય છે તે ઘરમાં રહેલા મોટા તીર્થનું મોટું ફળ તરછોડી દૂર રહેલું નાનું ફળ લેવા જાય છે, તેના જેવો મૂર્ખ કોણ હોઇ શકે ! ગણપતિએ માબાપનું તીર્થ મોટું ગણી તેમની સેવાચાકરી ઉઠાવી તો તેને વહેલું અને ઉત્તમ ફળ મળ્યું. જે ગણપતિ માફક જ્ઞાન મેળવી સંસારમાં તે જ્ઞાનનો સારી રીતે ઉપયોગ કરે છે તેને બુદ્ધિ વરે છે એટલુંજ નહિ, પણ બુદ્ધિની બહેન સિદ્ધિ પણ તેને મળે છે એટલે તેણે ઉઠાવેલાં સર્વ કામ સિદ્ધ થાય છે ને તેનો જય થાય છે.

---

## વાર્તા ૪

## ગાય અને વાછરડો

કર્ણકી નામે ગામમાં એક પવિત્ર[1] બ્રાહ્મણ રહેતો હતો. એનું નામ સુવાદ હતું. સુવાદની મા મરવા પડી, પણ તેનો જીવ જાય નહિ, તેથી સુવાદે માતાને પૂછ્યું, "હે ! માતાજી ! તમારો જીવ

---

૧. ચોખ્ખા મનનો ને સ્વચ્છ શરીરનો.

શામાં રહ્યો છે તે કહો, એટલે તમારી મરજી હોય તે પ્રમાણે કરૂં” માએ જવાબ આપ્યો કેઃ ‘દીકરા, મારા મુઆ પછી મારાં હાડકાં ગંગામાં નાંખી આવવાનું તું વચન આપે તો મારો જીવ હમણાં જાય.’ સુવાદે તેમ કરવાનું પણ[1] લીધું, ને ડોશીનો જીવ તરત જ ગયો. પોતાની માનું શ્રાદ્ધ[2] વિગેરે ક્રિયાઓ કરી લીધા પછી તેનાં હાડકાં લઇ ગંગામાં નાખવા જવા સુવાદ પોતાને ગામથી નીકળ્યો. રસ્તામાં જતાં કોઇએક ગામમાં તે એક બ્રાહ્મણને ત્યાં રાત રહ્યો. અહિં એક નવાઈ જેવી વાત બની. તે બ્રાહ્મણના ફળીઆમાં એક ગાય હતી તેને દોહવાનો વખત થયો એટલે ઘરધણી બહારથી આવ્યો, ને પોતાની સ્ત્રીને કહ્યું કેઃ “ગાય દોહવાનો વખત થયો છે, માટે દોહી લો.’ એમ કહી પોતે વાછરડાને પ્રથમ[3] છોડયો, અને ધવરાવવાને ગાય પાસે તે વાછરડાને લઇ જાય છે તેવામાં વાછરડાની ખરી બ્રાહ્મણના પગપર આવી ને બ્રાહ્મણનો પગ કચરાયો. આથી તે બ્રાહ્મણને બહુ ક્રોધ ચડયો, અને વાછરડાને બે ત્રણ કોણીઓ મારી તથા ધવરાવ્યા વગર પાછો ખીલે બાંધી દીધો. રાતે ઘરમાં સઉ ઉંઘી ગયાં હતાં અને માત્ર પેલો પરદેશી બ્રાહ્મણ જાગતો હતો. આ વખતે ગાયે રોવા માંડયું. માને રોતી સાંભળી વાછરડાએ પૂછયું ‘હે! માતાજી! તમે કેમ રૂઓ છો?’ ગાયે જવાબ દીધો, ‘પુત્ર! તને બ્રાહ્મણે માર્યોને ધાવવા પણ દીધો નહિ, તેથી મારૂં કાળજું બળે છે ને રોઉ છું” વાછરડે કહ્યુંઃ ‘પણ માતાજી, તમે જાણો છો કે આપણે એ બ્રાહ્મણને

---

૧. સોગન લઇને ‘હું આ કામ કરીશ’ એવું વચન આપવું તે. ૨. મરી ગયેલા માણસની રહી ગયેલી ઇચ્છાઓ પૂરી પાડવા કરવામાં આવતું દાન વિગેરે. ૩. પહેલો.

આધીન[1] છીએ, એટલે આપણો કંઇ ઇલાજ[2] રહ્યો નથી, તેમ જ રોયે કંઈ વળે એમ નથી તેથી રોશો નહિ.' ગાયે કહ્યું: 'પણ દીકરા, તેં માર ખાધો અને વળી તને ભૂખ્યો રાખ્યો એ દુઃખ કેમ સંખાય! માટે કાલે સવારે જ્યારે એ બ્રાહ્મણના દીકરાનો જીવ હું લઇશ, ત્યારે જ મારા જીવને નિરાંત થશે.' વાછરડો બોલ્યો: 'મા! આવો પાપી વિચાર તમે કરશો નહિ. હશે, આપણે આગલા અવતારમાં સારાં કામ નહિ કર્યાં હોય, તેનું તો આ ફળ હજી આપણે ભોગવીએ છીએ, ને પરવશ[3] પડયાં છીએ, તેમાં વળી બ્રાહ્મણના દીકરાનો જીવ તમે લેશો તો બ્રહ્મહત્યા[4] થશે, ત્યારે તો શી ખબર કે આપણને કેવો એ અવતાર મળશે!' ગાયે જવાબ દીધો, 'એ બધું હું સમજું છું પણ તારા ઉપરના અતિ હેતને લીધે મારૂં મન કેમે સમજાવ્યું સમજતું નથી, છતાં જોઉં છું કે શું થાય છે?' પેલા પરદેશી બ્રાહ્મણને પશુઓની ભાષા સમજવાનો અભ્યાસ હતો તેણે આ બધી વાત સાંભળી ને તે તેનું આચરણ જોવાનો નિશ્ચય[5] કર્યો. સવારે ગાય દોહવાનો વખત થયો ત્યારે ઘરધણી બ્રાહ્મણ બહાર ગયો હતો, તેથી ગાય દોહતી વખતે તેનો દિકરો ગાય પાસે ઉભો રહ્યો ને બ્રાહ્મણી ગાય દોહવા લાગી. આ લાગ જોઇ ગાયે છોકરાને શીંગડું ભરાવી નીચે પાડી નાંખ્યો, અને તેને પગવતી કચરી મારી નાંખ્યો. પછી જોરમાં આવેલી ગાય દોરડું તોડીને નાઠી. ગાયને જતી જોઇ સુવાદ પણ તેની પછવાડે પછવાડે કૌતુક જોવા ચાલ્યો. થોડેક દૂર ગયા પછી ગાયે પાછું વાળી જોયું તો પેલા પરદેશી બ્રાહ્મણને

---

૧. તાબે. ૨. ઉપાય. ૩. પારકાને આધીન. ૪. બ્રાહ્મણને મારી નાખવાનું પાપ. ૫. ઠરાવ.

પોતાની પાછળ આવતો જોયો. તેથી ગાયે પૂછ્યું કે, 'અરે ભાઈ! તું મારી પાછળ શા માટે પડયો છે? મેં કાંઇ તારૂં બગાડયું નથી.' બ્રાહ્મણે ઉત્તર દીધો કે 'બ્રહ્મહત્યા જેવું ઘોર પાપ કરી તું ક્યાં જાય છે ને શું કરે છે એ જોવાની આતુરતા મને તારી પાછળ ઘસડી લાવી છે.' ગાયે કહ્યું: 'ભાઇ એ મહા પાપમાંથી છૂટવાનો તો કોઇએ રસ્તો નથી. છતાં પણ કોઇ બહુ પવિત્ર તીર્થમાં જઇ કરેલાં પાપનો પસ્તાવો કરતાં કરતાં બાકીનો આવરદા પૂરો કરવા વિચાર છે.' બ્રાહ્મણ પણ આ સાંભળી ખુશાલીમાં આવી ગયો ને કહ્યું: કે 'હું પણ એવા જ પવિત્ર તીર્થની શોધમાં છું.' એમ કહી તેની સાથે ચાલ્યો. તે પછી કેટલેક દિવસે ગાય નર્મદા નદીને કાંઠે આવી. અહિં નંદીકેશ નામે પવિત્ર તીર્થ છે ત્યાં તે આવીને રહી. ત્યાં રાતદિવસ પોતે કરેલા મહા પાપનો પસ્તાવો કર્યા કરે, નિત્ય મનમાં બળ્યાં કરે કે: 'દીકરા ઉપરના હેતથી ગાંડી ને આંધળી બનીને મેં બ્રાહ્મણના પુત્રનો જીવ લીધો! અરેરે! મને ભૂંડીને એ શું સૂઝયું! મને લેશ પણ વિચાર ન આવ્યો કે જેવો આ મારો દીકરો તેવો તે બ્રાહ્મણનો દીકરો છે અને મને જ્યારે સહેજમાં આટલું બધું દુઃખ થયું તો તે બ્રાહ્મણના પુત્રના મૃત્યુથી તે બ્રાહ્મણને કેટલું બધું થશે! આજ મારે શરીરે જે કાળો કોઢ થયો છે તે નક્કી એ બ્રાહ્મહત્યાનું જ પાપ. હજીતો કેટલાંએ દુઃખ પડશે! ઓ પ્રભુ! મને ઉગાર!' એવો બળાપો નિત્ય કરે ને સાંજ સવાર નંદિકેશ તીર્થના પવિત્ર નિર્મળ[1] જળમાં ન્હાય. શુદ્ધ અંતઃકરણથી કરેલા પસ્તાવાથી તથા તે પવિત્ર જળના

---

૧. નિઃ—વગરનું. મલ—મેલ, મેલ વગરનું, ચોખ્ખું.

સ્નાનથી તેનાં પાપ જાણે બળવા માંડયાં હોય તેમ કેટલેક સમયે ધીમે ધીમે તેનો કાળો કોઢ મટતો ગયો ને શરીર પહેલાં હતું તેવું ઉજળું સફેદ થવા માંડ્યું. આ બનાવથી સુવાદની પણ તે તીર્થની પવિત્રતા વિષે ખાતરી થઇ ને તે તીર્થમાં તેની માતાનાં હાડકાં નાંખ્યાં ને પોતે માને આપેલું વચન પાર પાડયું.

(પદ્મ–પુ૦ ઉ૦ ખં૦ કૃ૦ યુ૦ સંવાદ અ૦ ૧૪.)

## સાર.

માનું છોકરાં ઉપર કેટલું બધું હેત હોય છે, તથા છોકરાંને સહેજ પણ ભૂખ્યાં કે દુ:ખી દેખતાં માનો જીવ કેટલો બળે છે તેનો ચિતાર આ વાત આપે છે. માના હેતની તોલે બીજો કોઇ પણ સ્નેહ સંબંધ આવી શકતો નથી. ગાય જેવા પશુને પણ વાછરડાનું કેટલું બધું દુ:ખ લાગ્યું અને તેને માટે પોતાના દુ:ખનો લેશ પણ વિચાર ન કરતાં કેવું કર્યું ? માનું હેત આવું ઉત્તમ ને આટલું બધું હોય છે, છતાં પણ કેટલાંએક મૂર્ખ અને નાદાન છોકરાં માબાપની આજ્ઞા માનતાં નથી ને તેમના કહેવાથી ઉલટાં અવળે રસ્તે ચાલે છે. એવાં છોકરાંઓને ધિક્કાર છે. કોઇનું પણ ભૂંડું તાકવું નહિ, તથા તેમ કર્યાથી પોતાનું ભૂંડું થાય છે એ બીજો બોધ છે. બ્રાહ્મણના પુત્રને મારનાર ગાય રોગનો ભોગ થઇ પડી. તેમ જ અવિચારીપણે વર્તવું નહિ, અને થયેલી ભૂલ માટે પસ્તાવો કરી ફરી તેવી ભૂલ ન થાય એમ સાવધ રહેવું. માબાપની સર્વ આજ્ઞાઓ ઉઠાવવી એટલું જ નહિ, પણ તેમના મનની સર્વ ઇચ્છાઓ પાર પાડવા પુષ્કળ બની શકે તેટલો પ્રયત્ન કરવો. પોતાની માતાના જીવની સારી ગતિ થાય

તેટલા સારૂ સુવાદે કેટલી બધી મહેનત લીધી? સર્વ સારા છોકરાંઓનો ધર્મ છે કે પોતાના માબાપનો પડતો બોલ ઝીલી લેવો, તથા તેમના મનના વિચાર જાણી લઇ તેમની ઇચ્છાઓ તૃપ્ત કરવી. સારાં સારાં છોકરાં માબાપને પરમેશ્વર ગણી તેમની સેવાચાકરી કરી રીઝવીને પોતાનો જન્મ તથા જીવન સફળ કરે છે.

---

## વાર્તા ૫

## પરીક્ષિક રાજા અને શમિક ઋષિ

એક વખત રાજા પરીક્ષિત વનમાં મૃગયા[1] રમવા ગયા. ત્યાં મૃગની પછવાડે બહુ દોડવાથી જ્યારે થાક, ભૂખ, અને તરસથી કાયર[2] થયા, ત્યારે પાણીની શોધ[3] કરવા લાગ્યા. ફરતાં ફરતાં રાજા શમિક ઋષિને આશ્રમે[4] આવી ચડયા. અહિ ઋષિ સમાધિ[5] ચડાવીને બેઠા હતા, તેથી રાજાનો આદર[6] સત્કાર કરી શકયા નહિ. તરસથી રાજાની જીભ તાળવે ચોંટવા લાગી અને અહિં કોઇએ પાણી સરખું પણ આપ્યું નહિ, એ જોઇ રાજા ક્રોધને વશ[7] થયો અને એવો વિચાર તેના મનમાં વસી[8] ગયો કે 'આ તો કોઇ ઢોંગી ઋષિ છે' એટલે એક મૂએલો સર્પ પડયો હતો, તેને બાણપર ચડાવી ઋષિની ડોકમાં નાંખી રાજા ચાલતો થયો. આ વાતની ખબર ઋષિના બાળક પુત્રને પડતાં તેને ક્રોધ ચડયો, તેથી તે બોલ્યોઃ 'અહો! જે ક્ષત્રિયોને બ્રાહ્મણો

---

૧. હરણનો શિકાર. ૨. કંટાળી ગયા. ૩. તપાસ. ૪. ઋષિને રહેવાનું ઠેકાણું. ૫. ધ્યાન. ૬. આવકાર. ૭. તાબે. ૮. આવી.

ભૂપાલ[1] તરીકે સ્વીકારે છે કે જેથી તેઓ બ્રાહ્મણોનું રક્ષણ કરે, તે શું આવા નીચ ક્ષત્રિયો હશે! મારા પિતાને ધ્યાનમાં જોઈ જે દુષ્ટે તેને મૃત[2] સર્પનો હાર પહેરાવ્યો છે, તેને આજથી અઢારમે દિવસે મારો મોકલેલ તક્ષક નામનો નાગ દંશ કરશે.' આવેશમાં ને આવેશમાં આટલું બોલી જઇ ઋષિપુત્ર મોટેથી રોવા લાગ્યો, તેને લીધે ઋષિ ધ્યાન–મુક્ત[3] થયા, અને પુત્રને રોવાનું કારણ પુછયું. તેણે ઋષિને સઘળી હકીકત જણાવી તેમાં શાપ દીધાની વાત પણ કહી સંભળાવી. એ સાંભળી ઋષિએ પુત્રને ઠપકો આપ્યો ને કહ્યું 'તેં બહુ ખોટું કર્યું. ક્ષુધા[4] અને તૃષાથી[5] પીડાયેલા માણસથી એવું અઘટિત થઇ જાય તો તેમાં તેનો બહુ દોષ લેખવો નહિ. ક્ષત્રિયો તો આપણા સદાકાળ[6] રક્ષક[7] જ છે. માટે તેં પરીક્ષિત જેવા ધર્મી રાજાને આવો શાપ આપ્યો તે બહુ જ અઘટિત કર્યું છે. પણ હવે ઉપાય શું?' પછી શમિક ઋષિએ વિચાર કર્યો કે સમર્થ[8] એ કહેવાય કે જે પોતાનામાં શિક્ષા કરવાની શકિત હોવા છતાં કોઇ નિંદા કરે, માર મારે કે અપમાન કરે તેને શિક્ષા ન કરતાં ક્ષમા કરી શકે. આવા વિચારથી ઋષિએ તત્ક્ષણ[9] પોતાના એક શિષ્યને મોકલી, અવિચારી પુત્રથી દેવાયલા શાપના ખબર રાજાને કહેવડાવ્યા. અહિં પરીક્ષિત રાજા પણ પાણી પીને શાન્ત થયા, ત્યારે તેમને પણ પસ્તાવો થવા લાગ્યો કે: 'અહો! ઋષિમુનિનું રક્ષણ કરવાનો મારો જે ક્ષત્રિધર્મ[10] તે મેં ઋષિનું

---

૧. પૃથ્વીનું રક્ષણ કરનાર. ૨. મૂએલો. ૩. ધ્યાન છોડી દીધું. ૪ ભૂખ. ૫. તરસ. ૬. હંમેશાં. ૭ પાળનાર. ૮. શક્તિવાળો. ૯. તરતજ. ૧૦ ક્ષાત્રીઓની ફરજ.

અપમાન કર્યું એ ઘણું ઉલટું આચરણ[1] થયું.' આમ પસ્તાવો કરે છે તેવામાં ઋષિએ મોકલેલ શિષ્યે આવી શાપ થયાના ખબર આપ્યા અને કહ્યું, 'હે! રાજા! તમે હવે મોક્ષનું[2] સાધન[3] સેવો એવું મારા ગુરુજીએ કહ્યું છે.' પછી રાજા ગંગાતીરે ગયા, અને ત્યાં અનશનવ્રત[4] લઇ મોતને માટે નીમાયેલા દિવસની શાંતિથી વાટ જોતા ઇશ્વરભજન કરતા સમય ગાળવા લાગ્યા. (ભા૦ સ્કં૦ ૧. અ૦ ૧૮-૧૯.)

## સાર.

ભલાએ કદી પોતાની ભલાઇ મૂકવી નહીં, એટલું જ નહિ પણ પોતાનું અપમાન કરી જનાર પરીક્ષિત રાજાનું ભલું કેમ થાય તેને માટે રસ્તો બતાવવાને પણ શમિક ઋષિએ પોતાથી બનતું કર્યું તેમ કરવું. ભુખ, તરસ ને થાક મનુષ્યને કેટલીએક વાર વેરીની ગરજ સારે છે. એને વશ થયેલા માણસો ધીરજ ધરી શકતા નથી, ત્યારે વિકળ થઇ અવળું આચરણ આદરી બેસે છે, અને પરીક્ષિતની પેઠે આપત્તિ વ્હોરી લઇ પાછળથી પસ્તાય છે.

---

## વાર્તા ૬

## શીબી રાજાએ હોલાનો બચાવેલ જીવ

અયોધ્યાના ચક્રવર્તી[5] રાજા શીબીએ નવાણુ યજ્ઞ કર્યા હતા, અને સોમો યજ્ઞ કરવાની તૈયારી કરતા હતા, એટલામાં અગ્નિદેવ

---

૧. કામ. ૨. મોક્ષ-છુટવું તે. દુનિયામાં ફરીથી જન્મ ન લેવો પડે તે. ૩. ઇલાજ. ૪. ભૂખ્યા રહેવાનું. ૫. સર્વ રાજાઓને વશ કરી આખા દેશને પોતાને તાબે કર્યો હોય તેવો રાજા.

હોલાનું રૂપ લઈ તેને ત્યાં આવવા નીકળ્યા. તેની પછવાડે ઇંદ્ર પણ સેનપક્ષીનું રૂપ લઇ હોલાને મારવા ચાલ્યા. સેન પોતાનો ભક્ષ કરી જશે એવા ભયથી હોલો ઉડતો ઉડતો શીબી રાજાના ખોળામાં આવી પડયો. હોલાને શરણે[1] ગયેલો જોઈ સેન પક્ષી રાજાની સામે કહેવા લાગ્યું, 'હે! રાજા! એ હોલો મારો ભક્ષ છે, માટે મને આપી દો, નહીં તો હું પ્રાણત્યાગ[2] કરીશ, તેથી તમને જીવહત્યા લાગશે ને તેને પરિણામે તમારા યજ્ઞ નિષ્ફળ જશે.' સેનનું એવું બોલવું સાંભળી હોલો રાજાના ખોળામાં થરથર ધ્રુજવા લાગ્યો, અને બીતો બીતો બોલ્યો, 'હે! અનાથના[3] નાથ! હે! અશરણના[4] શરણ રાજા! મને શરણે આવેલાને હવે તમે સોંપશો તો તમને મારી હત્યાનું પાપ લાગશે, માટે મને રક્ષણ–આપો મને જીવિત-દાન આપો.' બંને પક્ષીઓનું બોલવું સાંભળી રાજા વિચારમાં પડી ગયા. સેન પ્રાણ ત્યાગ કરે તો યજ્ઞ નિષ્ફળ જાય, અને શરણે આવેલા હોલાને ભક્ષ માટે સોંપે તો ક્ષત્રિયધર્મ ચુકાય. તેથી રાજાએ કહ્યું, 'સેન, તમે કાંઇ બીજું માગી લ્યો. મારે શરણે આવેલો હોલો તો મારા શિર સાટે છે. શરણે આવેલાનું રક્ષણ કરવું એ અમારો ક્ષત્રિયોનો પરમ[5] ધર્મ છે, માટે તમે હોલો મળવાની વૃથા[6] માગણી ન કરો.' રાજાની પરીક્ષા[7] લેવાને આવેલ સેન પક્ષીએ કહ્યું, 'ત્યારે હોલાના ભારોભાર તમારૂં માંસ આપો.' રાજાએ જરા

---

૧. આશરે. ૨. જીવ કાઢી નાંખવો તે. ૩. જેને કોઇ ધણી નહિ એવો. ૪. જેને કોઇનો આશરો નહિ એવો. ૫. મોટો. ૬. ફોગટ. ૭. પારખું.

પણ ક્લેશ[૧] ધર્યા વગર સર્વ રીતિએ પોતાનો ધર્મ સચવાય એવો આ એકજ માર્ગ છે એમ વિચારી પોતાનું માંસ આપવા હા કહી. પછી ત્રાજવાના એક પલ્લામાં હોલાને બેસાડયો. અને બીજા પલ્લામાં પોતાનું માંસ કાપી કાપીને નાંખવા માંડયું. પણ દૈવી માયાથી હોલો એટલો તો વજનવાળો થઇ પડયો કે રાજાએ ગમે તેટલું પોતાનું માંસ પલ્લામાં નાંખ્યું તો પણ વજન પુરૂં થયું નહિ. કાપી કાપીને નાંખતાં તેનું લગભગ આખું શરીર પુરૂં થવા આવ્યું તોપણ હોલા તરફનું પલ્લું નીચું ને નીચું જમીન ઉપર જ રહ્યું, અને ઉંચું આવ્યું જ નહિ. છેવટે માથું કાપીને મૂકવા તૈયાર થયો. એવામાં સ્વધર્મમાં[૨] દેહ અર્પણ[૩] કરવાની રાજાની ઉચ્ચ[૪] નિષ્ટાથી[૫] પ્રસન્ન[૬] થઇ શ્રી પરમાત્માએ[૭] જાતે પધારી પ્રત્યક્ષ[૮] દર્શાન આપ્યાં, ને રાજાને માથે હાથ ફેરવ્યો એટલે તેનો દેહ જેવો હતો તેવો થઇ રહ્યો. હોલો ને સેન બંને દેવરૂપે પ્રગટ થઇ રાજાને પગે પડ્યા. (ભા૦ સ્કં૦ ૧૦. અ૦ ૮૮)

## સાર

દુઃખી અને દીન જે આપણો ખરો આધાર જાણીને આશ્રય લેવા આવે તેને જીવ જતાં સુધી મદદ કરવી એવું શાસ્ત્રોનું ફરમાન[૯] છે. વળી બધાં દાન કરતાં જીવિતદાન[૧૦] આપવું એના જેવું એકે વખાણવાલાયક નથી. દુનિયામાં અવતાર લઈ પોતાનો શું ધર્મ છે તે જે માણસ સમતો નથી, અને સમજીને પોતાની ફરજ અદા[૧૧] કરતો નથી તેનો અવતાર એળે ગયો સમજવો.

---

૧. દુઃખ. ૨. પોતાની ફરજમાં. ૩. આપી દેવાને. ૪. ઉંચા પ્રકારની. ૫. ભાવ, દાનત. ૬. ખુશી. ૭. પરમેશ્વર. ૮. ખુલ્લાં. ૯. આજ્ઞા, ૧૦. કોઇનો જીવ બચાવવો તે. ૧૧ બજાવવી.

## વાર્તા ૭
## અહિલોચન ને શ્રીકૃષ્ણ

સુમાળી નામે એક રાક્ષસ હતો, તે પાતાળમાં આવેલા એક નગરમાં રાજ્ય કરતો હતો પણ મૃત્યુલોકમાં આવી વખતો વખત તે લોકોને પીડા ઉપજાવતો હતો, તેથી દ્વારકાના રાજા શ્રીકૃષ્ણે તેનો સંહાર કર્યો હતો. તેનો અહિલોચન નામે નાનો રાજકુમાર હતો. એક દિવસ તે ગેડીદડે રમતો હતો, તેવામાં તેનો દડો એક ડોશીને વાગ્યો. તેથી ડોશી ખીજવાઇને બોલી: "અરે, રાજ્ય અને જુવાનીના મદથી છકી ગયેલા રાજકુમાર, તમે અમને અબળાને શા માટે પીડો છો? મેં કાંઇ તમારૂં બગાડયું નથી કે તમારે મારૂં વેર શોધવું પડે? વેર લેવાનું બહુ જોર હોય તો તમારા પિતાનું જ વેર વાળોની? દુનિયા સઉ ગરીબ ઉપર જ બળ અજમાવતી જણાય છે અને પોતાથી વધારે સતાવાળા આગળ ચું કે ચાં કરી શકતી દેખાતી નથી. તમારામાં જો વેર વાળવાની શક્તિ હોય તો જાઓ, તમારા પિતાને મારનાર શ્રીકૃષ્ણ ઉપર તમારૂં બળ વાપરો, કે જેથી દુનિયા તમારાં પરાક્રમ સારી રીતે જાણે!" ડોશીનાં આવાં વચનોથી અહિલોચનને ચાનક પડી, અને તે લાગલો જ મહાદેવના દેવાલયમાં ગયો, તથા શ્રીશંકરનું ધ્યાન ધરવા લાગ્યો. કેટલેક દિવસે તેના તપથી પ્રસન્ન થયેલા મહાદેવજીએ તેને વર માગવા કહ્યું. ત્યારે અહિલોચને કહ્યું કે: "હે! ભોળા શંભુ, શ્રીકૃષ્ણનો સંહાર કરવાનો ઇલાજ મને કૃપા કરી બતાવો." પછી મહાદેવજીએ બતાવ્યું કે: "બદ્રી નામના વૃક્ષની એક પેટી બનાવજે. એ પેટીમાં જે કોઇ સુશે તે મૃત્યુ પામશે. કારણકે પેટી બંધ કરીશ

એટલે તે વજ્ર સમાન થઈ રહેશે, અને અંદર સુતેલું મનુષ્ય વજ્રના ભારથી દબાઇ જશે." એમ કહી મહાદેવજી લોપ થઇ ગયા.

હવે અહિલોચને બદ્રીવૃક્ષનું લાકડું મંગાવી કારીગરો પાસે એક સુંદર પેટી કરાવી. એ પેટી પોતાને માથે મેલી તે આલોકમાં એટલે મૃત્યુ લોકમાં આવ્યો અને દ્વારકા તરફ ચાલ્યો. પરમાત્મા શ્રીકૃષ્ણને એ વાતની જાણ થતાં તે પણ દ્વારકા નગરીની બહાર બ્રાહ્મણને વેશે આવી ઉભા રહ્યા એટલામાં અહિલોચન પણ આવી પહોંચ્યો, તેને જોઇ શ્રીકૃષ્ણે પૂછયું: "રાજકુમાર, તમે કોના પુત્ર છો, અને કયાંથી આવો છો?" તેના જવાબમાં અહિલોચને દ્વારકા આવવાનું કારણ કહી બતાવ્યું, અને કહ્યું કે: "હું સુમાળીનો પુત્ર છું." વેષધારી બ્રાહ્મણે પુછયું કે: "સુમાળી હાલ કયાં છે?" અહિલોચને જવાબ આપ્યો કે: "મારા પિતાને શ્રીકૃષ્ણે મારી નાંખ્યા છે, અને તેનું વેર વાળવા હું આવ્યો છું." એ સાંભળી બ્રાહ્મણે ઉંડો નિસાસો મૂકયો અને કલ્પાંત કરવા માંડયું. રડતાં રડતાં તે બોલ્યો કે: "સુમાળી જેવા યજમાન મેં થોડા જોયા છે. આજે હું જે સારી દશા ભોગવું છું તે બધા પ્રતાપ તમારા યશસ્વી પિતાના જ છે." વળી કહ્યું કે: "હું તમારો કુલગોર છું, તેથી તમને સલાહ આપું છું કે અત્યારે મુહૂર્ત સારૂં નથી, માટે તમારે ગામમાં પેસવું નહિ." એમ કહી અહિલોચનને માથેથી પેટી નીચે ઉતરાવી અને બને જણ ત્યાં વિસામો લેવા બેઠા વાત કરતાં બ્રાહ્મણે પૂછયું કે: "આ પેટીમાં શ્રીકૃષ્ણ કેવી રીતે દાખલ થઇ શકશે તે સમજાતું નથી." એટલે અહિલોચન બોલ્યો કે: "ગોર મહારાજ, જુઓ, હું તમને પેસી દેખાડું." એમ કહી પેટીનું

તાળું બ્રાહ્મણના હાથમાં મૂકી અહિલોચન અંદર સૂતો. એટલે બ્રાહ્મણરૂપે આવેલા શ્રીકૃષ્ણે ધબ દઈને ઢાંકણું વાસ્યું, અને તેને તાળું મારી દીધું કે લાગલી જ તે પેટી વજ્રસમાન થઇ ગઈ, અને અહિલોચનના પ્રાણ નીકળી ગયા. (મહા ભા૦ આ૦ ૫૦ અ૦ ૪૭.)

**સાર.**

આ વાતનો સાર એવો છે કે, "જે ખાડો ખોદે તે જ તેમાં પડે."

---

## વાર્તા ૮

## કર્ણ અને પરશુરામ

અસલના વખતમાં એવો રીવાજ હતો કે હલકા કુળના માણસોને ઉંચા પ્રકારની વિદ્યાનો અભ્યાસ કરાવવામાં આવતો નહિ. તેથી કૌરવોના વિદ્યાગુરુ દ્રોણાચાર્યે કર્ણ નામના કુંતાજીના પુત્રને દાસીપુત્ર ગણીને શસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરાવવા ના પાડી. કર્ણ જાતે ચપળ અને બુદ્ધિશાળી હતો, તે આથી નાઉમેદ થઇ ગયો નહિ, અને અભ્યાસ કરવા માટે પરશુરામ પાસે ગયો. 'પરશુરામને કોઇએક કારણથી ક્ષત્રિયો તરફ અભાવ હતો અને એવું કહેવાય છે કે 'પરશુરામે એકવીશ વખત ક્ષત્રિયોનો સંહાર કર્યો હતો.' તેથી કર્ણે વિચાર કર્યો કે રાજપુત્ર તરીકે જો હું પરશુરામ પાસે અભ્યાસ કરવા જઇશ તો તે મને શિષ્ય તરીકે સ્વીકારશે નહિ, એવું ધારી તેણે બ્રાહ્મણનો વેશ ધારણ કર્યો, એથી તેને વિદ્યાર્થી બ્રાહ્મણ જાણી પરશુરામે સંપૂર્ણ રીતે શસ્ત્રવિદ્યા શીખવી. અભ્યાસ વધતો ગયો તેમ તેમ ગુરુ શિષ્ય એક બીજા તરફ ઘણું હેત રાખવા લાગ્યા. કર્ણની ગુરુભકિત અથાગ હતી,

તેની પરીક્ષા કરવા સારૂ પરમાત્મા શ્રીકૃષ્ણના મનમાં વિચાર આવ્યો. એક દિવસ પરશુરામ કર્ણના ખોળામાં માથું મુકી ઉંઘમાં પડ્યા ત્યારે કર્ણનું પારખું લેવાને યોગ્ય પ્રસંગ ધારી ભગવાન શ્રીકૃષ્ણ કીડાનું રૂપ લઇ કર્ણની જાંઘ કોતરી ખાવા લાગ્યા. આથી જો કે કર્ણને પીડા થવા લાગી અને તેની જાંઘમાંથી લોહીની નીકો વહેવા લાગી તોપણ તે ક્ષત્રિયપુત્ર જરાએ હાલ્યો ચાલ્યો નહિ. પોતાના ગુરુ પરશુરામ ઉપર તેની એટલી બધી મમતા હતી કે જરાએ હલાશે ચલાશે તો રખેને ગુરુ જાગી ઉઠે, એમ તેના મનમાં થયાં કરતું હતું. આવી સ્થિતિમાં કેટલોએક વખત વહી જતાં પરશુરામના શરીર નીચે લોહીના વહેવાથી જમીન ભીંજાઇ રહી હતી, તેથી ટાઢું લાગવાને લીધે પરશુરામ જાગી ઉઠ્યા, અને જુએ છે તો કર્ણની જાંઘમાંથી લોહીની નીક વહેતી તેમની નજરે પડી. શિષ્યનો આટલો બધો ભક્તિભાવ જોઇને પરશુરામ તેના ઉપર પ્રસન્ન થયા. (મહા ભા૦ આ૦ ૫૦ અ૦ ૨૬.)

## સાર

વિદ્યાનું દાન એ મોટાં દાનો માંહેલું એક ગણાય છે, અને તે આપનાર ગુરુના ઉપકારનો બદલો વાળી શકાય તેવો નથી એમ શાસ્ત્રો કહે છે, તોપણ પોતાથી બને તેટલી ગુરુની સેવા ઉઠાવી તેમને પ્રસન્ન રાખવા એ અસલના વખતમાં શિષ્યો પોતાનું પ્રથમ કર્તવ્ય સમજતા. ઉપરની વાતમાં કર્ણની ગુરુભક્તિ કેટલા ઉંચા પ્રકારની હતી તે આપણે જોઈ શકીએ છીએ. ગુરુની સેવામાં પોતાનો દેહ અર્પણ કરવા સુધી કર્ણ પાછો હઠ્યો નથી. ખરી ગુરુભક્તિ વિના મેળવેલી વિદ્યા ફલીભૂત થતી નથી.

---

# વાર્તા ૯

## માયાપુરીનો બ્રાહ્મણ અને તેના પુત્રો

માયાપુરીમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તે ઘણો ધનવાન હતો. તેને ચાર પુત્રો હતા. તે પુત્રો લાયક ઉમરના થયા ત્યારે તેમને તે બ્રાહ્મણે વિધિસહિત પરણાવ્યા. તે કન્યાઓ એક એકથી વધારે સ્વરૂપવાન હતી. પણ જ્યાં કુસંપ વાસ કરે છે ત્યાં સુખની આશા રાખવી મિથ્યા. કહેવત છે કે "કંકાસે ગોળાનું પાણી પણ સૂકાય" એ પ્રમાણે આ બ્રાહ્મણને થયું. સઘળી વધુઓ[1] એક બીજા સાથે રોજ લડે વઢે અને આખો દિવસ કંકાસમાં કાઢે, તેથી વૃદ્ધ સાસુ સસરાએ કંટાળીને પોતાનું ધન ચારે દીકરાઓને વહેંચી આપી જુદા રાખ્યા. આ પ્રમાણે જુદા થવાથી ડોસાડોશીની સેવાચાકરી કરવાનું અને વૃદ્ધાવસ્થામાં તેમને પાળવાનું કોઇએ માથે રાખ્યું નહિ, તેથી તેઓ દુ:ખી થવા લાગ્યાં. છોકરાઓ પણ જુદા થયા પછી બાપનું મેળવેલું ધન ખાઇ પી મોજમજા ઉડાવવા લાગ્યા અને તેને પરિણામે થોડા સમયમાં દરિદ્રાવસ્થામાં[2] આવી પડ્યા. વગર મહેનતે મળેલા ધનથી મોજમઝાની જીંદગી ભોગવવાની તેમને ટેવ પડી ગયેલી તેથી મહેનત કે ધંધો રોજગાર કરવાનું તેમને સુઝે જ ક્યાંથી? તેથી દિવસે દિવસે તેમની હાલત તંગ થતી ચાલી અને તેઓ પણ દુ:ખમાં દહાડા કહાડવા લાગ્યા. એમ કરતાં અધિક માસ આવ્યો. ડોસોડોશી બહુ ધર્મિષ્ઠ હતાં, પણ શરીરે અશકત થઇ ગએલાં હોવાથી મોટા દીકરાને ઘેર જઇ કહેવા લાગ્યાં કે: "જો તારી વહુ અમને રાંધી ખવરાવે તો અમે જજ-

---

૧. વહુઓ. ૨. ગરીબ સ્થિતિમાં.

માનને ઘેરથી આવેલું સીધું તમને આપીશું, પણ અમારે અધિક માસ રહેવો છે અને અમારે શરીરે સીજતું નથી, તેથી તમે અમને રાંધી ખવરાવવો તો સારૂં." ડોસાની આ માગણી સાંભળી મોટા દીકરાની વહુ ધુંધવાઇ ઉઠી અને કહ્યું કેઃ "હું મારા ઘરના કામમાંથીજ પરવારતી નથી, ત્યાં તમને રાંધી ખવરાવવાની નવરાશ લાવવી કયાંથી?" એ સાંભળી ડોસોડોશી ઓશીઆળે મોઢે પાછાં ફરી બીજા દીકરાને ઘેર ગયાં, ત્યાં પણ તેમને કોઇએ દાદ દીધી નહિ; તેથી નાશીપાસ થઇ ત્રીજાને ઘેર ગયાં, ત્યાં પણ એવા જ ઢંગ દીઠા એટલે છેવટે સૌથી નાના દીકરાને ઘેર આવ્યાં. નાની વહુને ડેસાડોશીની દયામણી સ્થિતિ જોઇ કરૂણા[1] ઉપજી અને તેણે હા કહી. વળી કહ્યું કેઃ—"બાપજી, અમે ઘણી તંગ હાલતમાં છીએ અને તમારો દીકરો ચાર ગામ રોજ ભટકે છે ત્યારે અમારૂં માંડમાંડ પુરૂં થાય છે તો પણ જે કાંઇ તે ઘરમાં આણશે તેમાંથી અમે તમને સંતોષીશું. માટે તમારા સીધાની કાંઇ જરૂર નથી." એ પ્રમાણે આશ્રય મળ્યાથી ડોસોડોશી પુરુષોત્તમ માસનું વ્રત કરવા ત્યાં રહ્યાં. એનો દીકરો જે કાંઇ ભિક્ષાવૃત્તિમાં[2] આવે તેમાંથી પ્રથમ તે વૃદ્ધ માતપિતાને જમાડી જે શેષ[3] રહે તેમાંથી તે અને તેની સ્ત્રી નિર્વાહ ચલાવે અને ખરા દિલથી વૃદ્ધ માતાપિતાની સેવા ઉઠાવે. એનું ફળ એ મળ્યું કે જ્યારે તેનો બાપ નાહી ઉઠે ત્યારે પાણીનાં ટીપાં સાચાં મોતી રૂપે થઇ નીચે પડે, તેથી તે પુત્ર દિવસે દિવસે પૈસાદાર થવા લાગ્યો, અને પુરૂષોત્તમ માસ પૂરો થતાં તો તે મોટી સમૃદ્ધિવાળો થઇ ગયો. તેની હાલત સુધરેલી જોઇ તેના પડોશીઓ વિચારવા લાગ્યા કે

૧. દયા. ૨. ભીખ માગવાનો ધંધો કરવો તે. ૩. બાકી વધે તે.

આ બ્રાહ્મણનો પુત્ર કેવો કંગાલ હતો અને શી રીતે આટલો બધો પૈસાદાર થયો! તેથી તેઓ એક દહાડો ટોળે મળી તેને બારણે જઇ પૂછવા લાગ્યાં. બ્રાહ્મણના પુત્રે તેમને જણાવ્યું કે: "એ સઘળો પૂર્ણપ્રતાપ અમારાં વૃદ્ધ માતાપિતાનો છે," અને કહી દેખાડયું કે તેમનાં શરીર ઉપરથી ટપકી આવતું પાણીનું એકેક બિંદુ મૂલ્યવાન સાચું મોતી થઇ ખરી પડે છે. આ હકીકત સાંભળી સર્વ કોઈ આશ્ચર્યચકિત[1] થયાં અને બોલ્યાં કે: "જે કોઇ માબાપની સેવા અનન્યભાવથી[2] કરે છે તેનું આવું જ અમૂલ્ય[3] ફળ શ્રી પરમેશ્વર આપે છે."

(પદ્મ પુ૦ ઉ૦ ખં૦ કૃ૦ યુ૦ સંવાદ અ૦ ૧૩.)

### સાર

માબાપની સેવાનું ફળ ઇશ્વર કેવું આપે છે તે બતાવવાનો આ વાતનો હેતુ છે.

---

## વાર્તા ૧૦

## રામચંદ્રજી અને ભરત

રામચંદ્રજી વનવાસ સીધાવ્યા તેથી અતિ ખેદ પામીને તેમના પિતા રાજા દશરથ મરણ શરણ થયા. રાજા દશરથના મૃત્યુથી હવે અયોધ્યાની ગાદી રામચંદ્રજીની ગેરહાજરીને લીધે ભરતજીને ભાગે આવી, તેથી પ્રધાનોએ રાજાના મરણના અને ગાદીનશીન થવા માટે તૈયાર થવાના ખબર ભરતજીને પહોંચાડવા સુમંતને મોકલ્યો. પૂજ્ય

---

૧. અજાયબ. ૨. બીજું સર્વ ભૂલી જઇ એક તાનથી. ૩. જેની કિંમત ન થઇ શકે તેવું.

પિતાના પ્રાણાંતના[1] શોકજનક[2] વર્ત્તમાન[3] સાંભળતાં ભરતજી મૂર્છિત[4] થઈ ધરણી ઉપર ઢળી પડયા અને થોડા વખત પછી શુદ્ધિમાં[5] આવતાં અંત કરણ રૂદન[6] કરતાં કરતાં સુમંતને પૂછવા લાગ્યા કે, 'રાજાજીનો દેહકાળ[7] આમ આકસ્મિક શા કારણથી થયો તે મને કહે.' એમ કહી વળી વિલાપ[8] અને આક્રંદ[9] કરવા માંડે છે, તેવામાં કુલગુરુ મહામુનિ વસિષ્ઠ ભરત સમીપ આવી પહોંચ્યા અને કહેવા લાગ્યા, કે 'રાજ્યાભિષેક[10] ને માટે સત્વર[11] તૈયારી કરો, કારણ કે રાજાજીનું શબ હજી પડયું છે તેને, આપનો રાજ્યાભિષેક કર્યા પછી, દહનક્રિયા[12] થઇ શકશે એવી રાજરીતી છે.' ગુરુને વિનયપૂર્વક[13] વંદન[14] કરી ભરતજીએ જાણવા માંગ્યું કે: 'રાજાજીના એકાએક થએલા મરણનું કારણ કૃપા કરી મને સમજાવો.' ગુરુ વસિષ્ઠે પછી ઉત્તર આપ્યો કે: 'તમારી માતા કૈકેયીનું રાજા દશરથ પાસે એક વચન લહેણું હતું તેની માગણીમાં કૈકેયીએ રામચંદ્રજીને વનવાસ મોકલવાનું અને તમને રાજ્યાસને બેસાડવાનું રાજા પાસે કબૂલ કરાવ્યું. આપેલું વચન પાળતાં પાળતાં સત્યવચનની[15] પિતાએ પોતાના પ્રાણ સમાન પુત્રનો વિયોગ ન સહન કરી શકાયાથી પ્રાણ તજ્યા.' વસિષ્ઠ મુનિના મોઢેથી આ શબ્દો શ્રવણે[16] પડતાં જ પુષ્પની કળી ઉપર જેમ વજ્રનો પ્રહાર થાય તેમ ભરતજીને થયું, અને તે ફરી મૂર્છિત થઇ ધરણી ઉપર ઢળી પડ્યા. મુનિ વસિષ્ઠ અને સુમંતે આસનાવાસના કરી ત્યારે તે શુદ્ધિમાં આવ્યા,

---

૧. મરણ. ૨. દીલગીરી કરે એવા. ૩. સમાચાર, બનાવ. ૪. બેભાન થઇ. ૫. ભાનમાં, ચેતનમાં. ૬. રોવું તે. ૭. મરણ. ૮. રૂદન. ૯. કકળાટ. ૧૦. રાજ્યગાદીએ બેસાડવું. ૧૧. જલદી. ૧૨. બાળવાની ક્રિયા. ૧૩. સભ્યતાથી. ૧૪. નમન. ૧૫. આપેલું વચન પાળનાર. ૧૬. કાને.

અને જમીન સાથે માથું પછાડવા લાગ્યા તથા પોતાની માના આ અનીતિ ભરેલા નિંદ્ય[1] કૃત્યને[2] માટે ફીટકાર વર્ષાવવા લાગ્યા. જ્યારે તેમને બહુ બોધ આપી સમજાવવ્યા ત્યારે તે બોલ્યા કે: 'પિતાના મરણ પછી વડીલ ભાઇ તરીકે રામચંદ્રજીને હું પિતાને સ્થાને ગણું છું. જે અયોધ્યા નગરીનું રાજ્ય આજે તેમને મળવાનો હક છે તે ઉપર હું કદી બેસનાર નથી. અયોધ્યાની ગાદી ઉપર હું બેસું તો મને શ્રી રામચંદ્રજીની આણ છે.' એમ અનેક પ્રકારના શપથ[3] લઇ રાજ્યાસને[4] નહિ બેસવાનો પોતાનો દૃઢ નિશ્ચય ગુરુ વસિષ્ઠને જણાવી દીધો. પ્રધાનોએ અને ગુરુજીએ તેમને બહુએ સમજાવ્યા, પણ છેવટે જ્યારે તેમનો નિશ્ચય નહિ જ ચળે એમ સૌને લાગ્યું ત્યારે નિરાશ થઈ રામચંદ્રજીની પાદુકાને રાજ્યાસન પર મૂકી તેમના નામથી રાજ્યાભિષેક કર્યો, અને શત્રુધ્ને રામચંદ્રજી વતી તેમના નામથી તેઓ પાછા ફર્યા તેટલો સમય રાજ્યકાર્યભારની વ્યવસ્થા ઉપર દેખરેખ રાખી.

(રા૦ અ૦ કાં૦ અ૦ ૧૬.)

## સાર.

આર્યકુટુંબમાં પિતા પછી તેમનું સ્થાન જ્યેષ્ઠ પુત્રને મળે છે. પિતાની માફક વડીલ ભાઇની આમન્યા નાના ભાઇઓએ રાખવી જોઇએ. એક જ પિતાથી ઉત્પન્ન થયેલા સાવક ભાઇઓ અને સગા ભાઇઓ વચ્ચે આર્યશાસ્ત્રો કશો ફરક જોતાં નથી, અને અસલના વખતથી ભાઇઓના પરસ્પર પવિત્ર હેતનો નિર્મળ ઝરો આર્યોમાં વહેતો જોવામાં આવે છે. જો કે ભરતજી અને રામચંદ્રજી સાવકા ભાઇઓ

---

૧ ધિક્કારવા જેવા. ૨ કામ. ૩. સોગન. ૪. રાજગાદીએ.

હતા તોપણ તેમનું અરસપરસનું હેત અપ્રતિમ[૧] હતું. ભાઇના હેત આગળ અયોધ્યા જેવા વિશાલ રાજ્યની રાયજલક્ષ્મી ભરતજીને મન કશી વિશાતમાં નહોતી, ને ભાઇના વિયોગને લીધે સઘળાં સુખચેન દુઃખદેણ થઇ પડયાં હતાં. હાલના અધમ કાળમાં કુટુંબકલેશમાં સપડાઇ ઘડીમાં શત્રુ થઇ બેસનારા ભાઇઓના અનેક દાખલાઓ આપણી નજરે પડે છે. તે પૂર્વના આર્યોની ઉત્તમ નીતિની હીનતાને[૨] આભારી છે. તેવા ભાઇઓએ રામચંદ્રજી અને ભરતજીનું આ દૃષ્ટાંત[૩] ખરેખરૂં ધ્યાનમાં રાખી તે પ્રમાણે વર્ત્તવાની જરૂર છે.

---

## વાર્તા ૧૧
## ભરતે બચાવી લીધેલ હરણનું બચ્ચું

ઋષભદેવના પુત્ર ભરત થયા. એ ભરતે આખા ભરતખંડનું સામ્રાજ્ય[૪] મેળવ્યું, તેથી તેમના નામપરથી આ ખંડ ભરતખંડ કહેવાયો. તે પહેલાં તેનું નામ અજનાભ હતું. એક દિવસ રાજા ભરતે પોતાના દીકરાઓને બોલાવી રાજપાટ વહેંચી આપ્યું. અને પોતે તપ કરવા હરિક્ષેત્રમાં ચાલ્યા ગયા. અહિં ૐ[૫] નો જાપ[૬] કરતા નદી કિનારે ભરતજી બેઠા હતા. તેવામાં તરસથી આકુળવ્યાકુળ[૭] થયેલી એક મૃગલી ત્યાં પાણી પીવા આવી ચડી. એવું બન્યું કે હજી તો મૃગલીની તરસ પૂરી છીપી નહિ હોય, તેવામાં એક સિંહની ત્રાડથી મૃગલી ચમકી અને આમ તેમ જોવા લાગી. એટલામાં બીજી ત્રાડ સંભળાઇ

---

૧. જેની જોડી ન મળે એવું. ૨. ગેરહાજરી. ૩. દાખલો ૪. ચક્રવર્તી રાજ્ય, એકજ ધણી એવું રાજ્ય. ૫. ઓંકાર મંત્ર. ૬. ઉચ્ચાર કરતા, બોલતા. ૭. અકળાઇ ગયેલી.

કે મૃગલી છલંગ મારી નદીને સામે પાર કૂદી પડી. પણ મૃગલી ગર્ભવતી હતી, તેથી ભય અને છલંગના જોરને લીધે તેનો ગર્ભ નદીમાં જ સરી પડયો. ત્રાસ પામેલી તે મૃગલી પર્વતની ગુફામાં જોસભેર દોડી ભરાઇ ગઇ, અને ત્યાં જમીનપર પડી કે તરત મૃત્યુ પામી. અહિં તરતનું જન્મેલું બચ્ચું નદીમાં તરફડીઆં મારતું ભરતજીની દ્રષ્ટિએ પડયું, એટલે દયાળુ હૃદયવાળા એ રાજર્ષિએ[1] તે ઉંચકી લીધું. અને તેની સારવાર કરવા માંડી. જંગલમાં ભરતજીને આ બચ્ચા સિવાય બીજા કોઇની સોબત નહોતી. દિવસે દિવસે ભરતજીનો તેના પર પ્રેમ વધતો ચાલ્યો, અને પુત્રની પેઠે તેનું લાલનપાલન[2] રાજાએ કરવા માંડયું. આ પ્રમાણે સમાગમથી[3] બચ્ચા સાથે બંધાયેલો ભરતજીનો રાગ[4] એવો તો ગાઢ[5] થયો કે પોતાના મરણ સમયે પણ એ મૃગના બચ્ચાને ભરતજી વીસારી શકયા નહિ, અને તેનામાં એ મહાત્માની વાસના[6] રહી ગઇ, તેથી તેમને ફરી અવતાર લેવો પડયો.

(ભા૦ સ્કં૦ ૫. અ૦ ૮.)

## સાર.

અબોલ અને અનાથ પ્રાણીઓને આશ્રય આપવો એ ઉંચા પ્રકારનું સત્કર્મ[7] છે, રાજા ને રંક, કીડી ને કુંજર[8] એ સર્વનો જીવ સરખો છે સૌ જીવવાની આશા રાખે છે, મરવાની ઇચ્છા કોઇ કરતું નથી. સૌને સુખ વહાલું છે, દુઃખ અળખામણું છે. માત્ર મહાત્માઓ જ એ વાસના દુર રાખી શકે છે. પારકાનું કલ્યાણ કરવું એ સદ્‌ભા-

૧. ઋષિ થયેલા રાજા. ૨. પાળણપોષણ. ૩. સાથે રહેવું તે. ૪. પ્રીતિ. ૫. દૃઢ, ચુસ્ત. ૬. વૃત્તિ, ઇચ્છા. ૭. સારૂં કામ. ૮. હાથી.

વનાએ[1] જેનામાં વાસ કર્યો છે, તેઓ પ્રાણી માત્રને એક સરખા ગણી તેને દુઃખે દુઃખી, ને તેમને સુખે સુખી દેખાય છે. પછી ગમે તો તે મનુષ્ય હો, કે અનાથ ને અબોલ પ્રાણી હો.

---

## વાર્તા ૧૨
## ધૃષ્ટબુદ્ધિ

સરસ્વતી નદીને કાંઠે ભદ્રાવતી નામે નગરીમાં દ્યુતિમાન નામે રાજા રાજ્ય કરતો હતો. એ રાજા સત્ય અને ધૈર્યનો સાગર હતો. તેના શહેરમાં ધનપાળ નામે એક ધનવાન વાણીઓ રહેતો હતો. તેણે પરમાર્થ માટે ધર્મશાળાઓ, સદાવ્રત, તળાવો, બગીચા વગેરે કરાવ્યાં હતા. તે સ્વભાવે શાંત, અને વિષ્ણુનો મોટો ભક્ત હતો, તેને પાંચ પુત્રો હતા, તેમાંનો એક ધૃષ્ટબુદ્ધિ નામનો પુત્ર મહા પાપી અને નીચ કર્મો કરનારો હતો. તે જુગટું રમતો, દારૂ પીતો, ચોરી કરતો, દેવ, મેમાન કે મોટેરાને માન આપતો નહિ. આવી તેની ખરાબ ચાલચલગત હોવાથી તેને મોજશોખ ઉડાવવા માટે ઘરમાંથી પૈસા ચોરી જવાની જરૂર પડતી. એ વાતની તેના બાપને ખબર પડવાથી બાપે તેને ઘરમાંથી કાઢી મૂકયો. તેથી તે પારકાનું ધન ચોરી લાવીને પોતાનાં નીચ કર્મો કર્યા કરતો. તેમ કરતાં કેટલીએક વખત તેની ચોરી પકડાતી, અને તે રાજાના માણસોનાં હાથમાં સપડાતો. પણ તેના બાપની આબરૂને લીધે રાજાના સિપાઈઓ તેને ઘણી વખત છોડી મેલતા. આ કશાથી તે સુધર્યો નહિ અને દિવસે દિવસે મોટી ચોરીઓ કરવા લાગ્યો. તેથી

---

૧. સારી વૃત્તિ.

છેવટે રાજાએ તેને પોતાના રાજ્યની હદ પાર કર્યો. એટલે તેને વગડામાં જઈ રહેવું પડ્યું. અહિં તે તીરકામઠું લઇ ફરતો અને જનાવરોને મારી પોતાનું ગુજરાન ચલાવતો; આથી તે કઠોર હૃદયવાળો અને સારા નરસા કૃત્યોના વિવેક વિચારથી રહિત બની ગયો હતો. એક દિવસ તે ભટકતો ભટકતો કોઇએક નદી કાંઠે આવી ચઢયો. તે વખતે કૌંડિન્ય નામના કોઈ તપસ્વી ઋષિ નદીમાં સ્નાન કરી કાંઠે આવી લૂગડાં નીચોવતા હતા. તેમને જોઇ ધૃષ્ટબુદ્ધિ નજીક આવ્યો. એવું બન્યું કે ઋષિનાં લુગડાંના કેટલાક છાંટા પાસે ઉભેલા ધૃષ્ટબુદ્ધિના શરીર પર તે ન જાણે તેમ પડ્યા. પુણ્યના પુંજરૂપ[1] ઋષિના અંગના એ છાંટાનો પ્રભાવ એવો થયો કે ધૃષ્ટબુદ્ધિની વૃત્તિઓમાં[2] સારો ફેરફાર થયો ને પોતાનાં પાછલાં કર્મો તરફ તેને ધિક્કાર આવવા લાગ્યો. તેને વિચાર થયો કે હું મારા પાપમાંથી શી રીતે મુક્ત થાઉં તે આ મુનિને પુછું. એવા વિચારથી તે હાથ જોડી મુનિને પ્રાર્થના કરવા લાગ્યો કેઃ 'મારાં દુષ્ટ કર્મોનું પ્રાયશ્ચિત, હે દેવ! મને બતાવો.' એમ કહી પોતાનું પૂર્વનું વૃત્તાંત સઘળું ઋષિને કહી સંભળાવ્યું. તે ઉપરથી ઋષિએ તેને મોહિની એકાદશીનું વ્રત કરવા કહ્યું. પાપથી બીધેલો ધૃષ્ટબુદ્ધિ આતુરતાથી મોહિની એકાદશીની રાહ જોતો હતો અને જ્યારે તે આવી ત્યારે ઋષિએ બતાવેલા વિધિ પ્રમાણે તેણે તે વ્રત કર્યું અને પાપની માફી માગી. તેનું અંતઃકરણ આ વખતે એટલું તો નિર્મળ થઇ ગયું હતું કે તે સર્વ પાપથી મુક્ત થઇ દિવ્ય[3] સ્વરૂપ ધારણ કરી વિષ્ણુલોકમાં ગયો.

(કૂર્મ પુ૦ મોહિની એ૦ માહાત્મ્ય.)

---

૧. ઢગલા. ૨. લાગણીઓ. ૩. દેવતાઇ.

## સાર.

શાસ્ત્રો કહે છે કે 'સજ્જન પુરૂષોની સંગત શું કરી શકતી નથી?' ઉપરની વાતમાં આપણે જોયું કે વાણિયા જેવા ઉત્તમ ગણાતા વર્ણનો ધૃષ્ટબુદ્ધિ પાપ કર્મો આચરવામાં કશી મણા રાખતો નહોતો અને પોતાના કુળનું ભાન ભુલી બેઠો હતો. તેને કૌંડન્ય ઋષિની સોબતથી કેવો મોટો લાભ થયો અને થોડી મુદતમાં તે સર્વ દુષ્ટ કર્મો તજી ઇશ્વરમાં કેવો લીન થઇ ગયો તે ધડો લેવા જોગ છે. માટે સોબત કરવી તો સજ્જન પુરૂષોનીજ કરવી કે જેથી કાંઇ નહિ ને કાંઇ આપણને લાભ જ થવાની આશા રખાય.

---

## વાર્તા ૧૩

## જડભરત અને ચોરનો રાજા

પોતે બચાવી લીધેલા મા વગરના હરણના બચ્ચામાં મરતી વખતે પણ ગાઢ[1] પ્રેમ રહી જવાથી ભરતજીને ફરી અવતાર લેવો પડયો. (જુઓ પાછળ વાર્તા ૧૧) એટલે ત્યાંથી મરી ભરતજીએ હરણીની કુખે જન્મ લીધો, અને હરણના ભવમાંથી મરી એક બ્રાહ્મણને ઘેર પુત્ર થયા આ બ્રાહ્મણને બે સ્ત્રી હતી, તેમાંની નાની સ્ત્રીએ એક જોડકાને[2] જન્મ આપ્યો, તેમાંના એક ભરત હતા. આગલા જન્મોમાં કરેલાં સત્કર્મો અને મેળવેલા જ્ઞાનને લીધે તે પછીના જન્મોમાં પોતે કોણ હતા, કેવા કેવા અવતારો લીધા હતા,

---

૧. સુજ્જડ. ૨ એકજ વખતે એકજ માતાથી સાથે જન્મેલા બે બાળકો.

મૃગના બચ્ચામાં જીવ રહી જવાથી કેવી રીતે પોતાને મૃગયોનિમાં[1] અવતરવું પડ્યું હતું, એ બધાનું સ્મરણ[2] આ ભવે[3] પણ ભરતને રહ્યું હતું. તેથી સગાં સબંધીઓમાં વળી રખેને રાગબંધનથી[4] બંધાઇ જાઉં અને વળી જન્મ લેવો પડે એવા ભયથી ભરતજી બ્હીને ચાલતા હતા. આવા જ્ઞાનને લીધે આંખ છતાં જાણે પોતે દેખતા ન હોય, કાન છતાં સાંભળતા ન હોય, વાચા[5] છતાં જાણે મુંગા હોય એવી જીંદગી ભરતજી જાણી જોઇને ગુજારવા લાગ્યા. પુત્રપણાના સંબંધને લીધે તેમના પિતાએ તેમને જનોઇ ધારણ કરાવ્યું, અને સંધ્યા વગેરે બ્રાહ્મણનાં કર્મો શીખડાવવા માંડ્યાં, પણ તેમાંનું કંઇ પણ ભરતજી શીખ્યા નહિ. પુત્રના આવા વર્તનથી નિરાશ થયેલા પિતા મરણ પામ્યા, અને ભરતની માતા પોતાની મોટી શોકયને પુત્ર ભળાવી પતિની પાછળ સતી થઇ. માતાપિતાના મરણ પછી સાવકા ભાઇઓએ ભરતને ભણાવવા ગણાવવાની વાત પડતી મુકી. ભરત તો બ્રહ્મજ્ઞાનમાં[6] લીન[7] થઇ ગયેલા હતા, એટલે તેમને કર્મકાંડની[8] હવે કાંઇ જરૂર રહી નહોતી; પણ તેમના ભાઇઓ કર્મકાંડને ચાહનારા હતા. તેઓ ભરતની સ્થિતિ સમજી શકતા નહોતા. તેઓ તેને 'જડભરત' કહી બોલાવતા, અને પામર પશુ તુલ્ય લેખતા. અજ્ઞાની માણસો તેને જડ, બહેરો, ઘેલો એવાં અનેક નામો આપી બોલાવતા, ત્યારે ભરત પણ તેમને તેવાંજ નામોથી બોલાવતા. કોઇ પણ કામ તેમને પોતાની ઇચ્છાથી કરવાનું

---

૧. હરણનો અવતાર. ૨. યાદી. ૩. જન્મમાં. ૪. પ્રીતિથી કોઇમાં જીવ વળગી રહેવો. ૫. વાણી. ૬. ઇશ્વર સંબંધી જ્ઞાનમાં. ૭. મચી રહેલા. ૮. ધાર્મિક ક્રિયાઓ.

રહ્યુંજ નહોતું, પણ પારકાની ઇચ્છાથી તે કામ કરતા. થોડું ઘણું, સારૂં નરસું, સ્વાદિષ્ટ કે ખરાબ, જેવું ખાવાનું કોઇ આપે તે પ્રાણના નીભાવ માટે ખાઇ લે, કારણ કે શરીર કે ઇંદ્રિયોને પોષીને વધારવાની કે સુખ આપવાની તો તેમને ઇચ્છા રહી જ નહોતી. ટાઢ, તડકો કે વરસાદ, માન, અપમાન, એ કશાથી તેમને લેશ પણ સુખ કે દુઃખ કંઇ પણ થતું નહોતું. આવી રીતે ભરતજી જીંદગી પૂરી કરતા હતા. કોઇ કાંઇ કામ બતાવે તે કરે ને ખાવાનું આપે તે ખાય બ્રહ્મજ્ઞાનમાં મસ્ત[1] રહે. એક વખત તેમના ભાઇઓએ પોતાના ખેતરોનું રખોપું કરવા ભરતને મોકલ્યા હતા. ત્યાં તેઓ બળેલું, ખરાબ થઇ ગયેલું, એવું, અન્ન ભરતને ખાવા મોકલી આપતા એટલે ભરતજી હવે વગડામાં જ રહેવા લાગ્યા. એક વખત એવું બન્યું કે સુગણ નામનો ચોરનો રાજા હતો, તેણે દેવીને ચડાવવા માટે એક માણસને બાંધી રાખેલો તે લાગ જોઇ વગડામાં નાશી ગયો. એ માણસને પકડી લાવવા રાજાએ પોતાનાં માણસોને તેની પછવાડે દોડાવ્યાં. તેની શોધમાં ફરતાં ફરતાં રાજાનાં માણસો જ્યાં જડભરત રહેતા હતા ત્યાં તેમના ભાઇઓના ખેતર તરફ નીકળી આવ્યાં. વખત મધ્યરાત્રિનો હતો, અને જડભરત અમલસ્ત[2] જેવા બ્રહ્મજ્ઞાનમાં ઝુલતા હતા, તેમને નાશી છૂટેલો માણસ જાણી રાજાના ચાકરોએ બાંધ્યા અને પોતાના ધણી પાસે લઇ ગયા. અહિં ભરતજીને ન્હવડાવી ધોવરાવી સારાં સારાં વસ્ત્રાભૂષણ પહેરાવ્યાં. પછી દેવી પાસે લઇ ગયા, અને ચોરના રાજાએ તીક્ષ્ણ ધારવાળી એક તલવાર હાથમાં લીધી. દેવીને ભોગ આપવા ભરતજીનો શિરચ્છેદ[3] કરવા સારૂ જેવો રાજા તલવાર ઉગામે છે, તેવાં જ મહાદેવી કોપ યમાન થઇ ભયં-

---

૧. આનંદની લહેરમાં ઝુલતા. ૨. હૃષ્ટપૃષ્ટ, શરીરે ધીંગા. ૩. માથું કાપવું.

કર રૂપે પ્રકટ થયાં, અને એક ત્રાડ પાડી પૃથ્વીનું પડ ગજાવી મૂક્યું, ધરતી કંપવા લાગી, અને રાજા તથા તેના સોબતીઓ ભયભીત[1] થઇ જઇ થરથર કંપવા લાગ્યા. પછી દેવીએ રાજાના હાથમાંથી તલવાર ખૂંચી લઇ તેને ને તેનાં માણસોને સૌને ઠાર કર્યાં. (ભા૦ સ્કં૦ ૫. અ૦ ૯.)

## સાર

દુનિયાદારીની ખટપટમાં[2] ઝાઝું નહિ સમજનાર અને પોતાને સીધે માર્ગે ચાલ્યાં જનારાં મનુષ્યોને લોકો આજે પણ જડભરતની ઉપમા આપે છે. પરંતુ જેને દુનિયા ઉપર કે દુનિયાના વહેવાર ઉપર મમતા[3] માયા[4] નથી, તેને લોકો ગમે તેવો કહી બોલાવે તેથી શું થયું? જેનાપર ઇશ્વરની કૃપા છે, તે પછી એકલો હોય, નિર્બળ હોય કે ગમે તેવી ખરાબ સ્થિતિમાં હોય તોપણ તેનું રક્ષણ ઇશ્વર કરે છે જ. જડભરતજીને કાપી નાંખવાની દુષ્ટ બુદ્ધિથી ચોરના રાજાએ આણી મંગાવેલ, તથાપિ જેના હૃદયમાં ઇશ્વરનું રટણ[5] રમ્યાં કરતું હતું તેવા ભરતજીની મદદે દેવી પોતે હાજર થયાં, અને બુરૂં કરનારનું આખરે બુરૂં જ થયું.

---

## વાર્તા ૧૪
## રાવણે ઉપાડેલો કૈલાસ.

એક વખત રાવણે તપ કરવા માંડ્યું, અને પોતાના શરીરના અવયવો કાપી કાપીને હોમમાં નાંખવા માંડ્યાં છેવટે તેણે માથું પણ હોમમાં હોમાવ્યું, ત્યારે શ્રી શંકરની કૃપાથી જેમ જેમ તે પોતાનું માથું હોમતો ગયો, તેમ તેમ તેને નવું માથું થતું ગયું, એમ દશ વખત

૧. ભયથી બીધેલા. ૨. જંજાળ. ૩. પ્રીતિ, ૪. મોહ. ૫. સ્મરણ.

રાવણે માથું હોમ્યું તે દશ વખત શ્રી શંકરે તેને નવું માથું આપ્યું એથી તે દશ માથાંવાળો થયો. છેવટે મહાદેવજીએ ખુશી થઇને રાવણને વરદાન[૧] માગવા કહ્યું, ત્યારે તેણે 'મને અતિ બળ આપો' એમ માગણી કરી, અને શ્રી શંકરે 'અસ્તુ' કહી ઘણું બળ આપ્યું. આ વાતની ખબર નારદ મુનિને[૨] પડી. તેમણે વિચાર્યું કે રાવણ જેવા રાક્ષસને અતિ બળ મળ્યું છે, તેથી તે દેવોને દુઃખ દેવામાં પોતાના બળનો દુરુપયોગ[૩] કરશે માટે કોઈ પ્રકારે શ્રી શંકરનો તેને શાપ[૪] થાય એવી યુક્તિ કરૂં. તેથી એક વાર રાવણ ચાલ્યો જતો હતો તેવામાં રસ્તે આડા આવી નારદ મુનિ ઉભા, અને રાવણને ખબર અંતર પૂછવા લાગ્યા. વાત વાતમાં રાવણે જણાવ્યું કે: 'શ્રી શંકરે મહેરબાની કરી મને અતિ બળ આપ્યું છે.' ત્યારે નારદજી બોલ્યા કે 'વળી શંકરનો તે વિશ્વાસ હોય ! તમે જાણો છો કે સમુદ્ર[૫] વલોવતાં તેમાંથી ચૌદ રત્ન નીકળ્યાં તેમાં ઝેર પણ એક રત્ન હતું. એ ઝેર શ્રી શંકરે પીધું છે, તેથી તેમના બોલવાનો તોલ[૬] નહિ, માટે તેમણે આપેલું વરદાન ખરૂં છે કે ખોટું તેનું પારખું જોવું હોય તો શંકરનો કૈલાસ પર્વત ઉપાડી જૂઓ. જો ઉપડે તો જાણવું કે શંકરનું વરદાન સાચું, નહિ તો શંકરના તડાકા[૭] સમજવા.' નારદનાં આ વચન સાંભળી રાવણના મનમાં વસવસો[૮] પેદા થયો. તેણે કૈલાસનો રસ્તો પકડયો, અને ત્યાં જઇ તેનેઉપાડયો. કૈલાસ શંકરનું સ્થાન[૯] હોવાથી

---

૧. મરજી પ્રમાણે વચન માંગવું તે. ૨. ઋષિ. ૩. ખરાબ ઉપયોગ. ૪. બૂરૂં થાય એવું વચન કહેવું તે. ૫. ક્ષીર સાગર નામે સમુદ્ર દેવતા અને રાક્ષસોંએ વલોવી તેમાંથી ચૌદ રત્ન કાઢયાં હતાં. ૬. વજન. ૭. ખોટી બડાઇનાં શબ્દો. ૮. ઢચુપચુપણું, અવઢવ, શંકા, સાચું હશે કે ખોટું એ વિષે સંદેહ. ૯. રહેવાનું ઠેકાણું.

પૂરેપૂરો ઉપાડી શકાયો તો નહિ, પણ જરા ડગ્યો ખરો. આથી અનુપકારી[1] રાવણને ગર્વ[2] થયો કે કૈલાસ ઉપાડું તો હું જ ઉપાડું. એમ વિચારી પર્વતને ડોલાવવા લાગ્યો. શ્રી શંકરના જાણવામાં આવ્યું કે આ પર્વત ડોલાવનાર તો રાવણ છે. અને પોતાના બળનો એને ગર્વ થયો છે. તેથી ક્રોધાયમાન[3] થઇ શાપ આપ્યો કે: 'તારા બળનો ગર્વ ઉતારનાર હવે થોડા વખતમાં પેદા થશે.' રાવણ પર્વતને ઠેકાણે મૂકી પોતાના રાજ્ય તરફ પછી વિદાય[4] થયો. (રા૦ બા૦ કાં૦ અ૦ ૫.)

## સાર

'ગર્વ તો રાજા રાવણનો પણ છાજ્યો[5] નથી' એ કહેવત મશહુર[6] છે કૈલાસ જેવા પર્વતને ડગાવી શકયો, એથી તો બળની અવધિ[7]! 'પર્વત ડગે તો સત્યવાદીનું સત્ય અને સતીનું શીલ[8] ડગે,' મતલબ કે પર્વત કદી ડગે નહિ, તેમ સત્યવાદીનું સત્ય ને સતીનું શીલ પણ કદી ડગે જ નહિ; એટલે જે વાત શકય[10] નથી, તે કરવાને પણ રાવણમાં સામર્થ્ય[11] હતું, તથાપિ અહંકારનું બૂરૂં ફળ રાવણે ચાખ્યું, અને તેના અતિબળ છતાં શ્રી રામચંદ્રજીને હાથે તેનું મૃત્યુ થયું. વળી આ વાત બતાવી આપે છે કે શંકરે રાવણને અતિબળ આપ્યું તો તેમના જ સ્થાનને તેણે ડોલાવવાનો વિચાર કર્યો, એ શંકરના ઉપકાર ઉપર રાવણે અપકાર કરવાનો મોટો અપરાધ કર્યો. રૂપ, પૈસા, જુવાની, વિદ્યા અને એવાં અનેક આ ભૂષણો[12] ગર્વને લીધે કાંટારૂપ થઇ પડે છે, અને જે માણસો તેનો ગર્વ કરે છે. તેના જ શરીરને તે વિંધે છે.

---

૧. પોતાનું ભલુ કરનારનું ભુંડું ચાહનાર કે કરનાર, ૨. અભિમાન, અહંકાર, મદ. ૩. ગુસ્સો. ૪. રવાના, ચાલતો ૫. નભ્યો, ટકયો, રહ્યો. ૬. જાણીતી. ૭. હદ. ૮. સાચું બોલનાર. ૯. શિયળ, સત. ૧૦. બની શકે એવી. ૧૧. બળ. ૧૨. ઘરેણાં.

## વાર્તા ૧૫

## શ્રવણ ને તેનાં આંધળાં માબાપ

અયોધ્યામાં સૂર્યવંશી રાજા દશરથ નામે હતો. એ રાજા રૈયતને પાળનાર અને ધર્મી હતો. એક રાત્રે તેને સ્વપ્નું આવ્યું કે જાણે ત્રણ બ્રાહ્મણોની તેણે હત્યા[1] કરી. સવારમાં ઉઠીને સ્વપ્નાની વાત પોતાના કુલગુરુ[2] વસિષ્ઠને કહી, અને આવું પાપી સ્વપ્નું પોતાને આવ્યું તે માટે અફસોસ[3] કરવા લાગ્યો. ગુરુએ કહ્યું 'તમે પુન્યદાન કરજો એટલે સ્વપ્નામાં કરેલી બ્રહ્મહત્યાનું[4] પાપ ધોવાઇ જશે!' કેટલેક દિવસે રાજા આ વાત ભૂલી ગયો. પછી એક દિવસ રાજા દશરથ હરણનો શિકાર કરવા વનમાં ગયો. વગડામાં આમતેમ બહુએ ભટક્યો, પણ દૈવયોગે કોઇ હરણ નજરે પડ્યું નહિ. આખરે સાંજ પડી એટલે થાક્યો પાક્યો એક સરોવરને કાંઠે આવી પહોંચ્યો. સાંજનો સમય છે એટલે કોઇ હરણ પાણી પીવા આવશે એમ ધારી રાજા એક ઝાડ ઉપર બેઠો. એવું બન્યું કે શ્રવણ નામનો એક બ્રાહ્મણ પોતાનાં આંધળાં માબાપને કાવડમાં[5] બેસાડી, ખભે કાવડ લઇ, તેમને જાત્રા કરાવવા ફરતો હતો તે તેનાં તરસ્યાં માતાપિતાને પાણી પાવા સારૂ આ સરોવરે આવી ચઢ્યો. સરોવરની પાળે કાવડ ઉતારી, તેમાં બેઠેલાં માબાપને ત્યાં મૂકી શ્રવણ પાણીને આરે આવ્યો અને પાણી ભરવા સારૂં જેવું કમંડલુ[6] પાણીમાં બોળે છે, તેવાં જ પાણીનાં

---

૧ મારી નાખવું તે. ૨ કુટુંબનાં ગોર. ૩ દીલગીરી, પશ્ચાતાપ. ૪ બ્રાહ્મણને મારવાનું મહા પાપ. ૫ જાડી લાકડીને બંને છેડે છાબડીઓ લટકાવી ખભે ભાર. ભિક્ષુકો અને યાત્રાળુઓ અગાઉ તેમાં સરસામાન મૂકવા વાપરતા. હાલ પણ કેટલાક ભિક્ષુકો કોઇ કોઇ સ્થળે વાપરતા નજરે પડે છે. ૬. બાવાઓ અને ખાખી લોકો તેમાં ભિક્ષા લે છે અને પાણી પીવાને સારૂ સાથે ફેરવે છે. એ તુંબડાનું ઘણે ભાગે બનાવવામાં આવે છે, લાકડાંનું પણ બનાવે છે.

બડબડીઆં થવા માંડ્યાં. તેનો સ્વર રાજાને કાને આવતાં મૃગના પાણી પીવાનો આ અવાજ છે એમ રાજાએ દૂરથી અનુમાન કર્યું અને શ્રવણને દૂરથી મૃગ જાણી તીર માર્યું, જે તેના શરીરમાં લાગલું જ પેઠું. ઘાની વેદનાથી 'હે! ભગવાન!' કરતો શ્રવણ જમીનપર ઢળી પડ્યો. મનુષ્યનો અવાજ સાંભળી રાજા ચમક્યો, ને નીચે ઉતરી પાણીને આરે આવી જૂએ છે તો પોતાની ભૂલનો ભોગ થઈ પડેલ એક મનુષ્ય દીઠું. રાજાએ પૂછ્યું: 'ભાઈ, તમે કોણ છો? અજાણપણાથી હું તમારા અપરાધમાં આવ્યો છું. તેની ક્ષમા કરજો.' શ્રવણે ઉત્તર વાળ્યો: 'હું બ્રાહ્મણ છું. પણ બીજી બધી વાત પડતી મૂકી આ પાણીનું કમંડલું પડ્યું છે તે લઇ પાળ ઉપર પેલાં મારાં વૃદ્ધ ને આંધળાં માતાપિતા બેઠાં છે ત્યાં જઈ તેમને પાણી પાઓ. તે બિચારાં ક્યારનાંએ તરસ્યાં થયાં છે, અને પાણી પાવામાં આ અણધારી ઢીલ થઈ પડી તેથી તેઓ પાણી વગર ટળવળતાં હશે. મહેરબાની કરી જલદી જાઓ.' રાજા દશરથે શ્રવણને મરવાની તૈયારીમાં તરફડીઆં મારતો જોઇ કહ્યું, 'હે બ્રાહ્મણ! મારા અપરાધનો મને પારાવાર[1] પસ્તાવો થાય છે, જે તમારા જેવા માબાપની સેવામાં સર્વદા[2] તત્પર[3] રહેનારની હત્યા મારે હાથે થઇ; પણ તમને ખાત્રી આપું છું કે તમારાં માતાપિતાની તમારી પેઠે જ હું સેવા ઉઠાવીશ, માટે તમે તમારો જીવ હવે તેમનામાં રાખશો નહિ.' એ પ્રમાણે કહી રાજા ઘરડાં ને અશક્ત[4] ડોસાડોશી પાસે ગયો, ને પોતાના અવાજ ઉપરથી પાણી પાનાર પોતાનો પુત્ર શ્રવણ નથી પણ એક અજાણ્યો માણસ છે એમ તેઓ ન જાણે માટે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર પાણીનું કમંડલું તેમના હાથમાં આપવા માંડ્યું. પુત્રને ચુપ જોઇ તેઓ

૧. હદથી વધારે, ઘણોજ. ૨. હમેશાં. ૩. તૈયાર. ૪. શકિત વગરનાં.

બોલ્યાં: 'બાપુ શ્રવણ, તું કેમ બોલતો નથી? તને અમારા ઉપર કાંઇ રીસ ચડી છે?' આ વચનો સાંભળી, રાજા ગદગદ કંઠે બોલ્યો: 'હે માતાપિતા! હું પાસેના અયોધ્યા નગરનો રાજા છું. અજાણપણે મારાથી તમારા પ્રિય[1] પુત્ર શ્રાવણની હત્યા થઈ ગઇ છે. તેના કહેવાથી હું તમને પાણી પાવા આવ્યો છું, તે કૃપા કરી પીઓ પછી હું આપને મારા નગરમાં તેડી જાઉ. ત્યાં તમારા શ્રવણની પેઠે તમારી સેવા ચાકરી હું ઉઠાવીશ. તમે દુઃખ ન ધરશો.' આ માઠા સમાચાર સાંભળતાં વેંત જ બંને વૃદ્ધોએ રડારોળ કરી મૂકી ને ઉંડો નિસાસો મૂકી બોલ્યાં: 'હે રાજા! અમારો શ્રવણ—અમારી આંધળાની આંખ—ગયો તો પછી હવે અમારે જીવીને શું કરવું છે? પણ અમારી આંતરડા એટડી કકળે[2] છે કે અમારા શાપથી તું પણ પુત્ર! પુત્ર! કરતો કરતો પુત્રના વિયોગે[3] અમારી માફક જ મૃત્યુ[4] પામીશ. એમ કહી તત્કાળ[5] બંને નિર્જીવ[6] થઇ જમીન પર પડયાં. (રા૦ બા૦ કાં૦ અ૦ ૯.)

## સાર

જગતમાં માબાપની સેવાનું ફળ મોટું કહ્યું છે. ઈશ્વર પોતાની ભકિત કરતાં માબાપની ભકિત કરવાથી આપણા પર વધારે રાજી રહે છે. માબાપ કહે તેમ કરવું ને તેમની ઇચ્છા પુરી પાડવા આપણાથી બને તેટલું કરવું એ સૌ કોઈનો ધર્મ છે. માબાપની સેવામાં મચી[7] રહેલા શ્રવણને તીરની વેદનાનું ભાન પણ ન રહ્યું, ને તરસ્યાં માબાપને ઉતાવળથી પાણી પાવાની તજવીજમાં તેનો જીવ પરોવાયો! ધન્ય છે એવા સુપુત્રોને[8]! તેમ જ વગર વિચાર્યે કામ કરવાથી દશરથ રાજાને કેવી સજા સહન કરવી પડી તે પણ જોવા જેવું છે.

---

૧. વહાલો. ૨. દુઃખી થાય છે. ૩. વિખુટો અથવા છેટે રહી. ૪. મોત. ૫. તેજ વખતે. ૬. જીવ વગરનાં, મુડદાં. ૭. મંડી. ૮. સારા પુત્રો.

## વાર્તા ૧૬
## કચ અને ગુરુપુત્રી[1]

બૃહસ્પતિનો પુત્ર કંચ મૃતસંજીવની[2] વિદ્યા શીખવાને શુક્રાચાર્ય પાસે રહ્યો. અહિં ગુરુની સેવાભક્તિ કરી કચ તેમને બહુ પ્રસન્ન રાખતો. ગુરુને દેવયાની નામે પુત્રી હતી તે પણ કચ ઉપર માયા રાખતી. ગુરુની ગાયોને ચારવા માટે કચ એક વખત વનમાં લઇ ગયો. અહિં રાક્ષસો રહેતા હતા. તેમને અને દેવોને પરસ્પર[3] વિરોધ[4] હતો. તેથી રાક્ષસોએ વિચાર કર્યો કે જો આપણે કચને મારી નાંખીએ તો તે મૃતસંજીવની વિદ્યા શીખી કે શીખવી શકે નહિ; કારણ કે તેઓ ધારતા હતા કે જો કચ એ વિદ્યા શીખશે તો દેવો સાથે લડવામાં આપણે ફાવીશું નહિ. આ ધારણાથી[5] કચનો ઘાત[6] તેઓએ કરાવ્યો. હવે જ્યારે મોડી રાત સુધી કચ ગુરુને આશ્રમે[7] આવ્યો નહિ, ત્યારે દેવયાનીએ પોતાના પિતાને વિનવ્યા[8] કેઃ 'પિતાજી કચ હજી આવ્યો નહિ, માટે તેનો શોધ[9] કરવા જાઓ.' ગુરુએ સમાધિ[10] ચડાવીને જોયું તો કચને મરી ગયેલો દીઠો. તેને ઘેર આણી મૃતસંજીવની વિદ્યા વડે શુક્રાચાર્યે સજીવન[11] કર્યો. કચ ફરી સજીવન થયાની વાત જાણી રાક્ષસોને ફિકર થવા લાગી. તેઓએ બીજી તક[12] સાધી[13] કચના પ્રાણ[14] લીધા, અને શુક્રાચાર્યને જમવાનું આમંત્રણ[15] આપી, મદ્ય[16] સાથે મેળવેલું કચનું માંસ ખવરાવી દીધું. તે દિવસે

---

૧. ગુરુની દીકરી. ૨. મૂએલાને જીવતા કરવાની વિદ્યા. ૩. એક બીજા સાથે. ૪. વેર. ૫. હેતુ, ઇરાદો. ૬. મૃત્યુ. ૭. રહેવાનું ઠેકાણું. ૮. વિનતિ કરી. ૯. તપાસ. ૧૦. ધ્યાન. ૧૧. જીવતો. ૧૨. લાગ. ૧૩. ગોતી. ૧૪. જીવ. ૧૫. નોતરું. ૧૬. મદિરા, દારૂ, કેફ ચડે એવો પીવાનો પદાર્થ.

પણ કચને લાંબો વખત ઘર બહાર રહેલો જોઇ દેવયાનીએ શુક્રાચાર્યને કચની તપાસ કરવા વિનતિ કરી. ગુરુએ સમાધિ ચડાવી જોયું તો કચને પોતાના જ પેટમાં દીઠો. એટલે ગુરુ બોલ્યા: 'પુત્રી, કચ તો મારા પેટમાં છે. એને હવે કેવી રીતે સજીવન કરવો? જો એને સજીવન કરવા જાઉં છું તો મારૂં મૃત્યુ[1] થાય છે. એટલે તેને જીવતો કરવાનો હવે કાંઇ ઇલાજ[2] રહ્યો નથી.' આ સાંભળી દેવયાની બોલી: 'પિતાજી પ્રથમ[3] આપ તેને પેટમાં ને પેટમાં મૃતસંજીવની વિદ્યા શીખવો ને પછી તે બહાર નીકળશે એટલે આપને સજીવન કરશે.' ગુરુએ તેમ કર્યું. પછી પોતાનું પેટ ચીરી કચને બહાર કાઢયો, અને આ પ્રમાણે બહાર નીકળેલા કચે પોતાની વિદ્યાના બળે ગુરુને જીવતા કર્યા. કેટલોક વખત ગુરુ પાસે રહી વિદ્યા બરાબર[4] સિદ્ધ કર્યા પછી કચે જવા માટે ગુરુની રજા લીધી. તેને જવાની તૈયારીમાં જોઇ દેવયાનીએ વિચાર કર્યો કે: 'આવો વિદ્યાવંત[5] અને નીતિમાન[6] પુરુષ મારો પતિ[7] થવાને યોગ્ય[8] છે, માટે તેને જ યાચના[9] કરૂં.' એમ ધારી દેવયાની બોલી કે: 'હે! કચ! તમે જાઓ છો, તો મારો પત્ની[10] તરીકે સ્વીકાર[11] કરી મને પણ સાથે લેતા જાઓ.' આ વચન દેવયાનીના મુખમાંથી નીકળતાં કચ પ્રથમ તો સ્તબ્ધ[12] થઇ ગયો. પણ પછી કેટલીકવારે બોલ્યો: "આર્ય[13] ભગિની,[14] તમે મારા ગુરુનાં પુત્રી છો, તે તમારો સ્વીકાર મારાથી કેમ થાય? નીતિશાસ્ત્રો કહે છે કે ગુરુ એ પિતા, ગુરુપત્ની એ માતા અને ગુરુનો પરિવાર એ ભાઇ બહેન છે, તો પછી નીતિ ઉપર પગ મૂકી તમને

૧. મોત. ૨. ઉપાય. ૩. પહેલવહેલા ૪. પાકી. ૫ વિદ્યાવાળો ૬. નીતિવાળો. ૭. ધણી. ૮. લાયક. ૯. વિનતિ. ૧૦. પોતાની સ્ત્રી. ૧૧. કબૂલ રાખી. ૧૨. ચુપ. ૧૩. ઉંચા કુળની. ૧૪. બહેન.

વરવા[1] કરતાં મૃત્યુવશ[2] થવું હું વધારે પસંદ[3] કરૂં છું.' દેવયાનીએ બહુએ વિનવ્યો, પણ જ્યારે કચ નીતિ વિરુદ્ધ[4] પગલું નહિ ભરવામાં દૃઢ[5] રહ્યો, ત્યારે દેવયાનીએ નિરાશ થઈ તેને શ્રાપ દીધો કે: "જા, ત્યારે તારી શીખેલી મૃતસંજીની વિદ્યા તને ફળશે નહિ.' નીતિને રાહે ચાલતાં અથાગ[6] શ્રમે[7] મેળવેલી વિદ્યા અફળ[8] જવાનો શાપ થયો જાણી કચે પણ સામો શાપ આપ્યો, 'ત્યારે તમને કોઇ બ્રાહ્મણ વરશે નહિ.' (ભા૦ સ્કં૦ ૯. અ૦ ૧૮.)

## સાર

વાહ! કચની ઉત્તમ[9] પ્રકારની[10] નીતિનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે! જે વિદ્યાનું ફળ મેળવવાને કચ શુક્રાચાર્ય પાસે રહેલો હતો તે નિષ્ફળ[11] થવાનો શાપ મળ્યો, તોપણ નીતિથી ઉલટું પગલું તેણે ભર્યું નહિ. પોતાનાં ગુરુનાં પુત્ર, પુત્રીઓને ભાઇ બહેન લેખી[12] તેમની સાથે તેવી મમતાથી વર્ત્તવું એ શિષ્યનો ઉત્તમ ધર્મ છે.

---

## વાર્તા ૧૭
## દ્રોણની નવાઇ જેવી વિદ્યા

એક વખત કૌરવો તથા પાંડવો વનમાં મૃગયા રમવા ગયા હતા. રમતાં રમતાં બહુ થાકી ગયા, અને થાકને લીધે તથા તાપને લીધે બધા તરસ્યા થયા. એટલે તે ઘોર અને વિકટ અરણ્યમાં[13] પાણીની શોધ કરવા લાગ્યા; પણ પાણી કયાંઇ મળે નહિ. આખરે તેઓને એક ઘણા

---

૧. પરણવા. ૨. મરી જવું. ૩. ચાહું છું. ૪. ઉલટું ૫. ફરે નહિ એવાં. ૬. ઘણો. ૭. મહેનત. ૮. ફળ વગરની. ૯. સૌથી સારૂ, શ્રેષ્ટ. ૧૦. જાતની. ૧૧. અફળ. ૧૨. ગણી. ૧૩. વનમાં.

વર્ષનો જુનો કુવો હાથ લાગ્યો. તેમાં પાણી હતું પણ એટલું તો ઉંડું ગયું હતું કે તેને કાંઠે ઉભાં રહી તેમાં પાણી છે કે નહિ તેની તપાસ કરવા જતાં જતાં કૌરવોના વડા ભાઇ દુર્યોધનની મોજડી[1] તથા પાઘડી કુવામાં પડી ગયાં. આમ એકને બદલે બે આપદામાં[2] સર્વ રાજકુમારો આવી પડ્યા. તેથી હવે શું કરવું તેનો કુવા કાંઠે બેઠા બેઠા વિચાર કરવા લાગ્યા. એવામાં ભારદ્વાજ ઋષિના પુત્ર દ્રોણ ત્યાં આવી પહોંચ્યા. તે દ્રોણને દ્રુપદ રાજા સાથે નાનપણની મિત્રાચારી હતી, પણ પાછળથી કોઇ કારણસર રાજાએ દ્રોણને અપમાન આપી કાઢી મૂક્યા હતા. દ્રુપદ રાજા ઉપર વેર લેવાના વિચારથી દ્રોણ કોઇ રાજ્યનો આશ્રય શોધતા હતા.તેમની પાસે ચમત્કારિક વિદ્યાઓનો ભંડાર હતો, તેથી કોઇ યોગ્ય પુરુષને તે વિદ્યાઓ શીખવી તેની પાસે વેર લેવડાવવાનો ખ્યાલ દ્રોણના મગજમાં હમેશાં ઘૂમ્યાં કરતો હતો. રાજકુમારોની કાંતિ જોઈ તેના મનમાં વિચાર આવ્યો કે આ કોઇ પ્રતાપવંત પુરુષો છે, તેથી મારૂં કામ તેમનાથી સરશે. આમ ધારી જ્યાં રાજકુમારો બેઠેલા હતા ત્યાં દ્રોણે પગ થોભાવ્યો અને તેમને પૂછયું: "તમે કોણ છો? ક્યાંના રહેવાસી છો?" અને આવા વિકટ અરણ્યમાં શાનો વિચાર કરવા બેઠા છો?" દ્રોણે પુછેલા પ્રશ્નોના ઉત્તરમાં રાજકુમારોએ પોતાની સર્વ હકીકત કહી સંભળાવી, એટલે દ્રોણે ઘાસનું તણખલું લઇ તેને મંત્રીને કુવામાં નાંખ્યું. જે વજ્ર[3] જેવું થઇ જમીનનું પેટ ફોડી પાતાળમાં પેઠું. એથી જળનો જોસબંધ પ્રવાહ કુવામાં ફુટવા લાગ્યો, અને જોતજોતામાં કુવો પાણીથી ભરાઇ જઈ ઉભરાવા લાગ્યો. તે સાથે દુર્યોધનનો

---

૧. પગરખું, જોડો. ૨. પીડા, હરકત. ૩. એક હથીઆરનું નામ, વજ્ર નામનું હથીઆર સર્વ હથીયારોમાં કઠણમાં કઠણ ને ન ભાંગી શકે એવું ગણાય છે.

ફેંટો તથા મોજડી આપો આપ બહાર નીકળી આવ્યાં; અને જળ પણ પુષ્કળ પ્રવાહમાં બહાર વહેવા માંડ્યું, જેથી સૌએ પોતાની તરસ છીપાવી. દ્રોણુની વિદ્યાનો અદ્ભુત ચમત્કાર જોઇ દુર્યોધનને એવો વિચાર આવ્યો કે દ્રોણુ પાસેથી નવાઇ જેવી કળાઓ શીખી લઈ તેના બળવડે પોતાના કાકાના દીકરા પાંડવોને હરાવવા અને હસ્તિનાપુરના રાજ્યમાં અર્ધ ભાગ આપવો નહિ. આવા વિચારથી દુર્યોધન દ્રોણુને પોતાના મેહેલ તરફ લઇ ગયો. (મહા ભા૦ આ૦ પ૦ અ૦ ૧૫.)

## સાર

અસલના આર્યોમાં સંસ્કાર પામેલી કેવી કેવી કળાઓ હતી તેનો દાખલો બતાવવાનો આ વાતનો હેતુ છે. કેટલીક કળાઓ જે પૂર્વના આર્યો ધરાવતા હતા અને વિદ્યાહુન્નરના હાલના જમાનામાં જે હજી સુધી હાથ લાગેલી નથી તે તરફ અશ્રદ્ધાવાન માણસો શકની નજરથી જુએ છે, અને વખતે તેમને ગપાટા ગણવાને પણ ચૂકતા નથી. એવા એવા માણસોએ ઘટતો શ્રમ લઇ બંને બાજુ તપાસવાની તક હાથ ધર્યા વગર આવી રીતે માનવું તે ન્યાય કર્યો ન ગણાય પણ પક્ષપાતિ અભિપ્રાય બાંધ્યો ગણાય.

---

## વાર્તા ૧૮

## શંતનુ અને દેવાપિ

અસલના વખતમાં પ્રતીપ નામે રાજાને દેવાપિ, શંતનુ અને બલ્હીક નામના ત્રણ કુંવર હતા, તેમાં સૌથી મોટો દેવાપિ પોતાના પિતાના મરણ પછી ગાદીએ ન બેસતાં, રાજ છોડી વનમાં તપ કરવા ચાલ્યો ગયો, અને બાપની ગાદીએ શંતનુ બેઠો. પૂર્વ જન્મના પુણ્યને

લીધે તેનામાં શાંતિનો ગુણ પ્રૌઢ હતો, તેથી કોઇ વૃદ્ધને તેનો સ્પર્શ[૧] થતો તો તે જુવાન થતો, દરદીને સ્પર્શ થતાં તેનું દર્દ ટળી જતું અને કોઇ દીન કે દુઃખીને અડકતો તો તેને મનની શાંતિ મળતી. તેના આ ગુણને લીધે તેનું નામ શંતનુ પાડવામાં આવ્યું હતું. એક વખત તેના રાજ્યમાં બાર વર્ષ સુધી વરસાદ ન થયો, અને ઉપરા ઉપરી દુકાળ પડવાથી તેની રૈયત મહા દુઃખ પામવા લાગી. પોતાની રૈયતમાં હમેશાં શાંતિ ને સમાધાની જોવાને ઉત્સુક[૨] રાજા શંતનુ પ્રજાનું દુઃખ સહન કરી શક્યા નહિ, તેથી વિદ્વાન બ્રાહ્મણોને તેડાવી લાંબા કાળની અનાવૃષ્ટિનું[૩] કારણ પૂછ્યું. બ્રાહ્મણોએ શાસ્ત્રો તપાસી જવાબ આપ્યો કેઃ 'હે રાજા! તમે જો કે પ્રજાપાળક રાજા છો, તો પણ આ રાજ્ય આપના મોટા ભાઇ દેવાપિનું છે. આપના પિતા પછી ગાદીપર બેસવાનો તેમનો હક છે, છતાં આપ ગાદી ભોગવો છો એનો દોષ આપને લાગ્યો છે. અને આપને લીધે આપની પ્રજા અમે સૌ દુકાળની પીડામાં આવી પડ્યા છીએ, માટે આપ આપના મોટા ભાઇને ગાદી પાછી સોંપો તો હમણાં વૃષ્ટિ[૪] થાય.' બ્રાહ્મણોનો આ જવાબ સાંભળી રૈયતને સુખે સુખી થતા અને રૈયતને દુઃખે દુઃખી થતા એવા શંતનુ રાજા પોતાના મોટા ભાઇ દેવાપિ જ્યાં વનમાં તપ આદરી બેઠા હતા ત્યાં જવા તૈયાર થયા. પણ આ વાત તેના પ્રધાનને ગમી નહિ. તેથી તેણે અગાઉથી બ્રાહ્મણોને મોકલી દેવાપિને એવો ઉલટો બોધ કરાવ્યો કે જેથી દેવાપિ વેદધર્મથી વિમુખ[૫] બની ગયો. હવે જ્યારે શંતનુએ મોટાભાઇ પાસે આવી રાજ્યાસન સ્વીકારવા પ્રાર્થના કરી ત્યારે તે તેણે માન્યું નહિ, અને

૧. અડકતો. ૨. ઇચ્છાતુર, હોંશીલો. ૩. વરસાદ ન વરસવો તે. ૪. વરસાદ. ૫. ઉલટો, વિરૂદ્ધ.

ઉલટી વેદની નિંદા કરવા લાગ્યો. દેવાપિએ કરેલી વેદનિંદાને લીધે જ દેવાપિ રાજ્ય ચલાવવા પોતાની મેળે પોતાના મુખે અયોગ્ય ઠર્યો, એથી કરીને શંતનુને જે દોષ લાગ્યો હતો તે નિવારણ[1] થઇ ગયો, અને જ્યારે શંતનુ પોતાની રાજધાનીમાં પાછો આવ્યો, ત્યારે પુષ્કળ વરસાદ થયો અને સૌ સુખી થયા. (ભા૦ સ્કં૦ ૯. અ૦ ૨૨.)

### સાર

શંતનુ રાજામાં નામ પ્રમાણે ગુણ હતા. રૈયતને અને પોતાની આસપાસના સર્વ લોકોને તેણે શાંતિ આપી. દુઃખથી પીડાતી પ્રજાના કલ્યાણ અર્થે રાજ્યત્યાગ કરવાને પણ તે તૈયાર થયો એવો તેને પ્રજાપર પ્રેમ હતો. તથાપિ જેને પોતાની ફરજ બજાવવામાં સારો ભાવ હોય છે તેના ઉપર ઇશ્વર પ્રસન્ન રહે છે કે તે મુજબ તનું રાજ્ય રહ્યું ને લોક પણ સુખી થયા.

---

## વાર્તા ૧૯

## પતિવ્રતનો મહિમા[2] જાણવા આવેલ દેવો

એક વખત સૂર્ય, ઇંદ્ર[3] અને અગ્નિને વિચાર થયો કે બ્રાહ્મણને અગ્નિ ને સૂર્ય વહાલા છે, ગૃહસ્થને ને રાજાને પરોણો એટલે મેમાન વહાલો છે, અને સ્ત્રીને તેનો પતિ વહાલો છે. એ પ્રમાણે સૌ સૌના વહાલાને ખુશી રાખે તેના પર શ્રી વિષ્ણુ ને શંકર પ્રસન્ન થાય છે. તેથી આ લોકમાં તેની મનકામના[4] પૂરી થાય છે ને પરલોકમાં[5] તેમને સુખ મળે છે. જેનામાં જે ગુણ વાસ કરી રહેલો હોય તેજ તેની ખરી

---

૧. મટી જવું, દૂર થવું, ટળવું. ૨. પ્રતાપ, ભાવ. ૩. દેવેનો રાજા. ૪. મનની ઇચ્છા. ૫. મૂઆ પછી.

કિંમત પીછાણે,[૧] માટે પતિવ્રતનો મહિમા પણ પતિવ્રતા સ્ત્રી હોય તે જ જાણતી હોવી જોઇએ, એમ વિચાર કરી કોઇ પતિવ્રતા સ્ત્રીને પતિવ્રતનો શું ગુણ છે તે પૂછવાના વિચારથી ત્રણે દેવો ગુરુ વસિષ્ઠની સાધ્વી સ્ત્રી અરુન્ધતી પાસે જવા નીકળ્યા. સતી અરુન્ધતી આ વખતે ઘડો માથે લઇ પાણી ભરવા જતાં હતાં. તે રસ્તામાં તેમને સામાં મળ્યાં, એટલે દેવો ઉભા રહ્યા. સતીએ દેવોને ઓળખ્યા, તેથી ત્રણ પ્રદક્ષિણા કરી વિનયપૂર્વક[૨] તેમને પગે લાગ્યાં અને કહ્યું કે 'આપને શું પૂછવું છે તે કૃપા કરી કહો.' દેવોએ કહ્યું; 'અમારે તમને કાંઇક પૂછવું છે તેનો જવાબ આપો.' સતી બોલ્યાં કે: 'હમણા તો હું પાણી ભરવા જાઉં છું, તે થોડીવારમાં પાછી આવીશ, માટે તમે આશ્રમે જઇને બેસો.' દેવોએ પ્રત્યુત્તર[૩] વાળ્યો: 'અમે તમારો ઘડો ભરી આપીએ, માટે પાછાં પધારો ને અમને જવાબ આપો એટલે અમે અમારે સ્થળે જઇએ.' અરૂન્ધતીએ તે વાત કબૂલ રાખી. એટલે ઇંદ્ર બોલ્યા: 'જન્મથી જ જો મને બ્રાહ્મણોનો ભય ન હોય તો તપ અને બ્રહ્મચર્યથી[૪] ભલે મને બ્રાહ્મણો ભ્રષ્ટ[૫] કરો. આ જો હું સત્ય બોલતો હોઉં તો ઘડામાં ચોથા ભાગનું પાણી ભરાઓ.' એટલે ઘડો ચોથા ભાગનો ભરાયો. એટલે અગ્નિ દેવ બોલ્યા: 'જેવો હું હોમ, હવન, યજ્ઞાદિથી તૃપ્ત[૬] થાઉ છું તેવો હું બ્રાહ્મણોને તૃપ્ત કરવાથી સંતુષ્ટ[૭] થાઉં છું. આ વાત જો સાચી હોય તો ઘડામાં બીજા ચોથા ભાગનું પાણી ભરાઓ.' એટલે ઘડો અરધો ભરાઇ ગયો. પછી સૂર્યનારાયણ બોલ્યા કે: 'જો બ્રાહ્મણોએ મને સવારમાં

---

૧. જાણે છે. ૨. વિવેક સહિત. ૩. જવાબ. ૪. કુંવારી સ્થિતિ. ૫. ખરાબ. ૬. ખુશી. ૭. ખુશી.

પાણી અંજળી[1] આપી ન હોત તો અસુરો[2] મને મારી નાંખત. આ વાત જો હું સાચી કહેતો હોઉં તો ઘડામાં ત્રીજા ચોથા ભાગનું પાણી ભરાઓ.' એટલે ઘડો પોણો ભરાયો પછી સતી અરૂન્ધતી બોલ્યાં કે સ્ત્રીઓને જ્યાં સૂધી એકાંત અને ભાષણ[3] કરવાનું મળતું નથી ત્યાં સુધી તેમાં સતીપણું રહે છે, માટે કુળવાન સ્ત્રીઓએ પોતાના શીલનું રક્ષણ કરવું. અવાત જો હું સાચી કહેતી હોઉં તો ઘડાનો બાકી રહેલો ચોથો ભાગ ભરાઇ જાઓ.' એટલે ઘડો સંપૂર્ણ ભરાઇ ગયો. તે જોઇ દેવો બોલ્યા કે 'જે પ્રશ્ન માટે અમે આવ્યા હતા, તેનો ઉત્તર અમને મળી ગયો, માટે હે! સતી! હવે અમે અમારે ઠેકાણે જઇશું.' એમ કહી દેવો 'અદૃશ્ય[4] થઇ ગયા. (શિ૦ પુ૦ ધ૦ સં૦ અ૦ ૪૪)

## સાર

પતિવ્રતા સ્ત્રીનો આ દુનિયામાં જશ વધે[5] છે એટલુંજ નહિ પણ તેનું વચન દેવોના વચનના જેવું પ્રબળ[6] થાય છે. પતિવ્રત ધર્મનો મહિમા દેવની શકિત જેટલો ઉપરની વાતથી આપણે જોઇ શકીએ છીએ, પરંતુ તે એટલો જ નથી. સતીઓના શાપથી દેવો પણ બળી ભસ્મ[7] થઇ જાય છે એવા દાખલાઓની શાસ્ત્રો શાખ[8] પુરે છે. સતી તે ખરેખર મહાદેવી[9] શકિત છે.

---

## વાર્તા ૨૦

## દુર્યોધનને દુર્વાસા ઋષિએ આપેલો શાપ

કૌરવોએ પાંડવોને જુગટું રમાડી હરાવ્યા એટલે શરત[10] પ્રમાણે પાંડવો વનમાં આવી રહ્યા. તેમની સાથે તેમની સ્ત્રી સતી દ્રૌપદી પણ

---

૧. હાથની હથેળીમાં પાણી લઇ ઉડાડવું તે. ૨. રાક્ષસો. ૩. બોલવું. ૪. દેખાતા બંધ થઇ ગયા. ૫ થાય છે. ૬. બળવાન. ૭. રાખ. ૮. પુરાવો. ૯. જેનાથી સ્વર્ગ. મૃત્યુ ને પાતાળ એ ત્રણ લોકપેદા થયા તે શકિત, આદ્યશકિત. ૧૦. હોડ.

હતાં. એક સમય મહામુનિ નારદજી ત્યાં આવી ચડ્યા. પાંડવોએ તેમનો સારી રીતે આદરસત્કાર[૧] કર્યો અને સતી દ્રૌપદી પણ સવિનય[૨] ઋષિજીને પગે લાગ્યાં. નારદજીએ પ્રસન્ન થઇ સતી દ્રૌપદીને માગે તે વચન આપવા કહ્યું, ત્યારે સતી બોલ્યાં કે: 'મહારાજ, આ ઘોર અટવીમાં[૩] અમારે રખડવાનું છે. તેથી વખત બેવખત ખાવાનું મળે છે, માટે ભૂખનું દુ:ખ અમારે સહેવું ન પડે તેવું કાંઇ આપો તો કૃપા.' તે સાંભળી નારદજીએ સતીને સૂર્યનો મંત્ર આપ્યો. એટલે સૂર્ય નારાયણે પ્રસન્ન થઇ સતીને એક અક્ષયપાત્ર[૪] આપ્યું, જેમાંથી પચાસ બ્રાહ્મણોને રોજ જમાડી શકાય એટલું મિષ્ટાન્ન મળે. તેથી પાંડવો નિત્ય બ્રાહ્મણોને જમાડીને સંતુષ્ટ[૫] કરવા લાગ્યા, અને તેમની ખ્યાતિ[૬] થઇ. પણ દુષ્ટબુદ્ધિના[૭] દુર્યોધનને આ વાત ગમી નહિ, તેથી પાંડવોનું અનિષ્ટ[૮] કરવાની તેની વૃત્તિ[૯] થઇ. એવામાં મહાન દુર્વાસા ઋષિ દશ હજાર શિષ્યો સાથે દુર્યોધન પાસે આવી પહોંચ્યા. એ તકનો[૧૦] લાભ લઇ દુર્યોધને દુર્વાસાને કહ્યું કે: 'પાંડવો આજ કાલ બ્રાહ્મણો ને ઋષિઓને ઇચ્છિત[૧૧] ભોજન આપે છે, તેથી આપ ત્યાં પધારશો તો આપનો યોગ્ય સત્કાર થશે.' દુર્યોધને વિચાર્યું કે પાંડવો કાંઇ દશ હજાર ઋષિઓને જમાડી શકશે નહિ, એટલે દુર્વાસા તેમના પર ગુસ્સે થઇ શાપ દેશે, અને આપણે 'ટાઢે પાણીએ ખસ જશે.' પરંતુ ઋષિ દુર્વાસાને દુર્યોધનની આ પાપબુદ્ધિની[૧૨] લેશ પણ ખબર નહોતી, એટલે તે તો દશ હજાર

---

૧. આદરભાવ. ૨. વિવેક સહિત. ૩. વન. ૪. ખાવાનું ખુટે નહિ એવું ઠામ, ૫. તૃપ્ત. ખુશી. ૬. કીર્તિ. ૭. ભુંડી દાનત. ૮. ભૂંડું. ૯. ઇચ્છા. ૧૦. લાગ. ૧૧. મરજી પ્રમાણે. ૧૨. નઠારી ઇચ્છા.

શિષ્યોને લઇ પાંડવો તરફ ચાલ્યા, અને અરણ્યમાં[1] જ્યાં તેમનો મુકામ હતો ત્યાં જઇ મળ્યા. પાંડવોએ ઉલટભેર ઋષિ સમુદાયનો[2] સત્કાર કર્યો. ઋષિ બોલ્યા કે: પાંડવો અમને ખાવાનું આપો. તેમણે જવાબ આપ્યો કે: 'મહારાજ, આપ સૌ નાહિ ધોઇ, સ્નાનવિધિ કરી પધારો એટલે ભોજન પીરસીએ.' એક તરફ ઋષિઓ નહાવા ગયા એટલે બીજી તરફ પાંડવોએ વિચાર્યું કે: 'આપણે હમણાં જ અક્ષયપાત્રમાંથી ભોજન કર્યું છે એટલે તેમાંથી કાંઇ ખાવાનું હવે આપણને મળે તેમ નથી, માટે ઋષિ આપણને શાપ દેશે, તે કરતાં આપણે આપણી મેળે બળી મરીએ તો વધારે સારૂં.' એમ ધારી લાકડાંની ચેહ[3] ખડકવા માંડી. એટલામાં સતી દ્રૌપદીએ શ્રીકૃષ્ણ પરમાત્માનુ[4] સ્મરણ[5] કર્યું અને તે ભકતવત્સલ[6] પ્રભુએ પધારી અક્ષયપાત્રમાં એક તુળશીનું પાંદડું મુકવા આપ્યું અને કહ્યું કે: 'આ ખાવાથી સર્વની ક્ષુધા[7] શાંત[8] થશે.' એટલામાં ઋષિઓ નાહીને પધાર્યા. તુળસીપત્ર[9] આરોગતાં[10] તેમની ક્ષુધા તૃપ્ત થઇ અને તેઓએ જવાની રજા લીધી. તેઓ થોડેક દૂર ગયા નહિ એટલામાં પાંડવોમાંના ભીમસેને તેમને આડા આંતર્યા,[11] અને કહ્યું કે: 'મહારાજ, જમ્યા વિના જવાય નહિ.' પણ ઋષિઓ બોલ્યા કે: 'અમને હવે લેશ પણ ઉણપ[12] રહી નથી.' એમ કહી તેઓએ પાંડવોની ઇશ્વરભકિતનાં વખાણ કર્યાં. દુર્યોધન તરફ પાછાં જતાં રસ્તામાં તેમને ખબર પડી કે પાંડવોનું ભુંડું

---

૧. વગડામાં. ૨. મંડળી, ટોળું. ૩. ચિતા. ૪. ભગવાન. ૫. યાદ કર્યાં. ૬. પોતાની ભક્તિ કરનારને દુઃખમાં મદદ કરનાર. ૭. ભૂખ, ૮. તૃપ્ત. ૯. તુળસીનું પાંદડું. ૧૦. જમતાં, ૧૧. આવી ઉભા. ૧૨. ઓછાપણું.

કરવાંના ઇરાદાથી તેણે તેમને મોકલ્યા હતા, ત્યારે તો ઋષિ ક્રોધાયમાન[1] થયા ને ઉલટો દુર્યોધનને શાપ દીધો.

(શિ૦ પુ૦ જ્ઞા૦ સં૦ અ૦ ૬૩.)

## સાર

ઇર્ષ્યાળુ[2] માણસો બીજાનું સારૂં જોઇ ફોકટ બળ્યાં કરે છે. પોતે કાંઇ કરી શકતા નથી તો અદેખાઇથી ઉત્પન્ન થતું વેર લેવાને બીજાને હથીઆર રૂપ બનાવે છે. દુર્યોધનથી પાંડવોની અક્ષયપાત્રને લીધે થયેલી ખ્યાતિ સહન ન થઇ ત્યારે તેણે ઋષિઓને હથિયાર બનાવી પાંડવોનું બૂરૂં કરવા મોકલ્યા. પણ ધર્મપરાયણ[3] પાંડવો ને સતી દ્રૌપદીની વ્હાર[4] ભગવાન શ્રીકૃષ્ણે કરીને તેમની લાજ રાખી, અને આખરે ખોટી દાનતના દુર્યોધને પોતે જ પોતાની દુષ્ટબુધ્ધિનાં ફળ ચાખ્યાં. માટે કોઇનું સારૂં જોઇ રાજી થવું, પણ દુર્યોધનની પેઠે પેટ બાળવું નહિ. પેટ બાળીએ તો આપણું પાપ આપણને જ હણે[5] એ નક્કી સમજવું.

---

## વાર્તા ૨૧
## યુધિષ્ઠિરની ભલાઇ

પાંડવો જ્યારે વનવાસમાં હતા ત્યારે કૌરવોના વડા દુર્યોધનને તેના સલાહકાર શકુનિએ એવી બદ સલાહ આપી કે તમે રાજ્યવૈભવના ઠાઠમાઠ સાથે પાંડવોને મળવાને બહાને જશો તો તેમની દુ:ખી અવસ્થા જોઇ તમારા જીવને વધારે સંતોષ થશે અને તેમના પ્રત્યેના તમારા દુષ્ટભાવને કેટલેક અંશે તમે તૃપ્ત કરી શકશો. વળી વગડામાં તેમની

---

૧ ગુસ્સે. ૨ અદેખા. ૩ પોતાનો ધર્મ સાચવવામાં કુશળ. ૪ મદદ. ૫. નાશ કરે.

લાચાર થઇ પડેલી સ્થિતિને લીધે તમારો ઠાઠમાઠ જોઇ તેઓ શરમાશે. દુષ્ટ દુર્યોધન એ સલાહને તાબે થઇ પાંડવોના અરણ્યા સ્થાને જવા નીકળ્યો. રસ્તામાં ગંધર્વ રાજ્યનું નગર આવ્યું. અહંકારી દુર્યોધને એ રાજાનું અગાઉ એક વખત અપમાન કરી નાંખ્યું હતું, તેથી દુર્યોધન તે રસ્તે જવાના ખબર થતાં ગંધર્વરાજ અને તેના માણસોએ દુર્યોધન અને તેના સાથીઓને પકડી પકડી બંદીખાને નાખ્યાં. પણ તેમાંના બે ચાર જણ ગંધર્વરાજના હુમલામાંથી છટકી જઇ પાંડવોના આશ્રમસ્થાને આવી લાગ્યા અને સઘળી હકીકત યુધિષ્ઠિરને બરોબર કહી સંભળાવી તથા તેમની વ્હાર કરવા પાંડવોને વિનવ્યા. ધીરજથી તેમની વાત યુધિષ્ઠિરે સાંભળી, પણ આકળા સ્વભાવનો ભીમ બોલી ઉઠયો કે: 'આપણે કૌરવો સંબંધી કંઇ પણ વાત કરવી નહિ.' યુધિષ્ઠિરે તેને સમજાવ્યો કે: "ભાઇ તારાં વેણ કસમજનાં છે. સબળ કે દુર્બળ પ્રાણી જે કોઇ આશ્રય લેવા આવે તેને મદદ કરવી એ સર્વ કોઇ મનુષ્યનો ધર્મ છે, પછી ગમે તો તે આપણો શત્રુ હોય કે મિત્ર. તે વખતે આપણે તે જોવાનું કે વિચારવાનું નથી, માટે ઉઠો, ઢીલ ન કરો.' એમ કહી યુધિષ્ઠિર ચાલતા થયા અને તેમની પુઠે ભીમ, અર્જુન, સૌ ચાલ્યા. એ ગંધર્વરાજા અર્જુનનો મિત્ર હતો, તેથી પાંડવોને મોટા હર્ષથી મળ્યો અને વિનયપૂર્વક તેમનો આદર સત્કાર કર્યો. પછી પોતાના નગરમાં આવવાનું કારણ પૂછતાં અર્જુને તે જણાવી માગણી કરી કે: 'દુર્યોધન વગેરે અમારા ભાઇઓને તમે કબજે કર્યા છે તેમને છોડી મૂકી અમને આભારી કરો.' રાજાએ જવાબ વાળ્યો કે: 'આપની ઇચ્છા હશે તો પૂર્વના મારા એ વેરીઓને હું જતા કરવા તૈયાર છું; પરંતુ તમારી તરફ

આવવાનો તેમનો હેતુ કેવો નીચ હતો તે તમે જાણશો ત્યારે તમારી ખાત્રી થશે કે મેં તેમને કરેલી શિક્ષાને તેઓ યોગ્ય જ છે.' દુર્યોધનને શકુનિએ આપેલી બદસલાહ ગંધર્વરાજના જાણવામાં આવી ગઇ હતી, તે પછી તેમણે પાંડવોને નિવેદન કરી. સઘળું વૃતાંત શાંત મનથી સાંભળી લઇ યુધિષ્ઠિર બોલ્યા કે: 'હે ગંધર્વરાજ! કૌરવો પ્રત્યે તમે તમારૂં જુનું વેર ભૂલી જઇ, અત્યારે તેમને ક્ષમા આપી અમારી લાજ રાખશો.' પછી પાંડવોની ઇચ્છા પ્રમાણે દુર્યોધન અને તેના સાથીઓને બંદીખાનામાંથી રાજાએ મુક્ત કર્યા અને સૌ સૌને સ્થાનકે જવા છુટા પડયા. છૂટા પડતી વખતે પવિત્ર મનના યુધિષ્ઠિરે દુર્યોધને શીખામણ આપી કે:' ભાઇ, આવું ઉછાછળું કૃત્ય ન કરીએ એમાં આપણા વડવાઓની શોભા નહિ.' યુધિષ્ઠિરનું આવું સારૂ વર્તન ને મધુર વચન હોવા છતાં પણ છુટા પડયા પછી નીચ બુદ્ધિના દુર્યોધનના હૃદયમાં પાંડવો તરફનો મૂળનો વેરભાવ વધારે ઉદ્દીપન થયો. (મહા૦ ભા૦ આ. ૫૦ અ૦ ૪૦).

## સાર

જેમ મહા નદી ગંગાનું જળ પાપી મનુષ્યોનું પાપ હરી લઇ તેને પવિત્ર બનાવવાનેજ હમેશાં તૈયાર હોય છે, અને સુપાત્ર મનુષ્યો કુપાત્ર તરફ લક્ષ ન દેતાં પોતાના જાતિ સ્વભાવ પ્રમાણે કેવલ તેનો ઉદ્ધાર કરવાનો સદ્ભાવ બતાવે છે, તેમ કૌરવોનું વર્ત્તન પોતાના તરફ ગમે તેવું હોય તેની દરકાર કર્યા વગર મહાનુભાવ યુધિષ્ઠિર હમેશાં તેમનું શ્રેય ચાહતા અને શત્રુને પણ નીતિનો રસ્તો બતાવતા. પરંતુ દુર્યોધનનો સ્વભાવ કૂતરાની પૂછડી જેવો હતો, તે આભારના બોજા નીચે કે કામ કાઢી લેવાના હેતુથી જ્યાં સુધી દબાયેલો હોય ત્યાંસુધી સીધો રહેતો,

અને તે પાર પડ્યું એટલે પાછો વાંકો ને વાંકોજ. મનુષ્ય દેહનું ખરૂં સાર્થક ગંગાજળની પેઠે પવિત્ર હૃદય રાખી પોતાનો અને અન્યનો ઉદ્ધાર કરવામાંજ સમાયેલું છે, અને ભૂંડા માણસો પોતાની ભૂંડાઇ તજતા નથી તો સ્વભાવે રૂડા માણસોનો પણ ધર્મ છે કે તેમણે પણ પોતાનો જાતિ સ્વભાવ કદી તજવો નહિ. પરંતુ તેમ ન કરતાં જે કોઇ દુર્યોધનની માફક દુષ્ટ બુદ્ધિથી વિના કારણ ધર્મિષ્ઠ સજ્જનોને સતાવે છે તે માણસ આબરૂ ગુમાવી બેસી હલકો પડી જાય છે, અને અધર્મ અને પાપના પોટલાં બાંધે છે. આલોક કે પરલોકમાં તેના ચિત્તને વિરામસ્થાન મળતું જ નથી.

---

## વાર્તા ૨૨

## રુરૂદ્રુહ ભીલ અને મૃગનું[૧] કુટુંબ.

પૂર્વે[૨] રુરુદ્રુહ નામનો ભીલ પોતાના કુટુંબ સાથે એક ઘોર વનમાં વસતો હતો. જન્મથી જ ચોરી કરવાનો અને શીકાર કરી પેટ ભરવાનો ધંધો કરવાની ટેવ હોવાથી કાંઇ પણ સારૂં કામ કરવાનું તો તે સમજ્યો જ નહોતો. એક દિવસ ભૂખથી પીડાતાં તેનાં માબાપ તેને ઘેર આવ્યાં. ઘરમાં કાંઇ ખાવાનું નહોતું, અને પોતે પણ ભૂખ્યો હતો તેથી તીર કામઠું લેઈ શીકારની શોધમાં નીકળી પડયો. આખો દિવસ વનમાં આમ તેમ રખડયો, પણ કાંઇ ભક્ષ મળ્યો નહિ. દિવસ આથમ્યો અને અંધારૂં થઇ ગયું, એવામાં એક તળાવની પાળ ઉપર આવી ચડયો. રાતનો વખત છે, તેથી કોઇ જનાવર પાણી પીવા આવશે એમ

---

૧. હરણ. ૨. અસલના વખતમાં.

ધારી પાળ ઉપર એક બીલીનું ઝાડ હતું, તે પર જનાવરની વાટ જોતો બેઠો. મારાં બાળકો, સ્ત્રી અને માતાપિતા ભૂખે પીડાતાં હશે એવા વિચારમાં ને વિચારમાં રાત્રિનો પહેલો પહોર જવા આવ્યો, એટલામાં એક મૃગલી પાણી પીવાને ત્યાં આવી ચડી. તેને જોઇ ભીલે કામઠાપર તીર ચડાવ્યું અને ફેંકયું, પણ બીલીનાં પાંદડાં સાથે અથડાવાથી તીર ત્યાં જ રહ્યું, અને ઇશ્વરને કરવું તે નીચે એક શિવલિંગ[1] હતું તે પર પાંદડાં પડ્યાં. પાંડડાંનાં ખડખડાટથી ચમકીને મૃગલી ઝાડ તરફ જુએ છે તો બીજું તીર ચઢાવીને મૃગલી તરફ બાણ ફેંકવાની તૈયારી કરતો એવો ભીલ તેની નજરે પડયો. પોતે ઘણી નજીક હતી, તેથી હવે ઉગરવા આશા નથી એમ ધારી મૃગલીને વાચા થતાં તે બોલી: 'અરે, ભીલરાજ, તમે શું કરવા ઇચ્છો છો?' ભીલે જવાબ દીધો: 'મારૂં કુટુંબ અને હું ભૂખ્યાં છઇએ, તે તને મારીને તૃપ્ત[2] થઇશું.' આ સાંભળી, મૃગલીએ પ્રત્યુત્તર[3] આપ્યો: 'ધન્ય ભાગ્ય મારાં! કે આ મારો દેહ[4] આપના કુટુંબનું દુ:ખ ટાળવાના શુભ કામમાં આવશે. અમારી જાતિનું દેહસાર્થક[5] આથી વધારે સારી રીતે શું હોઇ શકે! પણ મારાં બચ્ચાંઓની ભળભળામણ મારા ધણીને ને મારી બહેનને કરીને હું સત્વર[6] પાછી હાજર થઇશ.' ભીલે કહ્યું: 'દુ:ખને વખતે પ્રાણી માત્ર તેમાંથી છૂટવાને ઓછું વત્તું જૂઠું બોલે છે, જેથી તારો પશુ જેવાનો વિશ્વાસ મને કેમ આવે? તમને પશુને સત્યની કિંમતનું કયાંથી જ્ઞાન હોય?' મૃગલીએ જવાબ વાળ્યો: 'મહારાજ! વેદને વેચનાર અને ત્રણ કાળની[7] સંધ્યા નહિ કરનાર બ્રાહ્મણ, પોતની

---

૧. શિવની મૂર્તિ. ૨. ધરાઇ રહીશું. ૩. પાછો જવાબ, પડ ઉત્તર. ૪. શરીર. ૫. શરીરનો સારો ઉપયોગ. ૬. જલદી. ૭. ત્રણ વખતની એટલે સવાર, મધ્યાહન ને સાંજ.

આજ્ઞાનો ભંગ[1] કરનાર સ્ત્રી, ગુરુનો દ્રોહ[2] કરનાર અને ઇશ્વરની આજ્ઞાથી આડો ચાલનાર જે પાપ બાંધે છે તે ઘોર[3] પાપ, જો હું પાછી ન આવું તો, મારે માથે હોજો.' મૃગલીનાં આ સચન સાંભળી ભીલે તેને જવાની રજા આપી અને તે તેને ઠેકાણે જવા ચાલતી થઇ. એટલામાં તે મૃગલીની બેહેન પાણી પીવા આવી ચડી. તેની તરફ પણ ભીલે બાણ ફેંકવની તૈયારી કરી કહ્યું કે: 'ઉભી રહે;' એટલે તેણે પણ પોતાનાં બચ્ચાંની ભળભળામણ કરવા જવાને રજા માગી અને સોગન લીધા કે: 'જો હું પાછી ન ફરૂં તો વેદધર્મથી ઉલટે માર્ગે ચાલનાર, વિષ્ણુનો ભક્ત થઇ શિવની નિંદા કરનાર અને માબાપનું શ્રાદ્ધ નહિ કરનારનું પાપ મને હોજો,' ત્યારે તેને પણ જવાની રજા આપી. આ બીજી મૃગલી તરફ ખેંચેલુ બાણ પણ પ્રથમની માફક ઝાડનાં પાંદડાંમાં અથડાયું ને શિવજી ઉપર પાંદડાં પડ્યાં. એ પ્રમાણે બીજો પહોર વીતી ત્રીજો પહોર થવા માંડયો કે એક હૃષ્ટ[4] પુષ્ટ મૃગ પાણી પીવા આવ્યો અને ત્રીજી વખત પણ એ જ પ્રમાણે પાંદડાં પડ્યાં. મૃગે પણ બચ્ચાંની ભલામણ કરવા જવા રજા માગી ને પ્રતિજ્ઞા કરી એટલે તેને પણ જવા દીધો. અહીં બંને મૃગલીઓ અને મૃગ એક પછી એક બચ્ચાંની ભલામણ એક બીજાને કરવા લાગ્યાં અને પોતે કરેલી પ્રતિજ્ઞાઓ[5] કહી સંભળાવી, એટલે ત્રણેએ વિચાર કરી પાડોશી મૃગલીને બચ્ચાં સોંપવાનો ઠરાવ કર્યો. પણ બચ્ચાંએ કહ્યું કે: 'તમારી જે દશા થશે, તે અમારી પણ ભલે થાય એવી અમારી મરજી છે, માટે અમે તમારી સાથે જ આવશું.' એમ કહી સૌ ભીલ

---

૧ તોડનાર. ૨ કૂપ. ૩. આકરૂં. ૪. શરીરે જાડો. ૫. સોગન.

પાસે આવ્યાં. એમ કરતાં ચોથો પહોર થયો ને વળી પાંદડાં શિવલિંગપર પડ્યાં એટલે તો ભીલના દુષ્કર્મોને[1] નાશ થઇ, તેનું મન પવિત્ર થયું, અને મૃગ જેવા પશુઓનો સત્ય ઉપર એક સરખો ભાવ જોઇ તે પોતાને ધિક્કારવા લાગ્યો. તેને પસ્તાવો થવા લાગ્યો કે સત્યને ચાહનાર ભલે, પશુઓ હોય, તો પણ તે પવિત્રઆત્મા છે, અને તેવા પશુ જીવો, દેહધારી મનુષ્યો જેઓ જૂઠમાં પોતાનું જીવન[2] ગાળે[3] છે, તેનાથી શું ઉત્તમ નથી? તેથી તેણે મૃગકુટુંબને સ્વસ્થાનકે[4] જવા રજા આપી અને તેમનાં બહુ વખાણ કર્યાં.

અહીં શ્રી મહાદેવજીને ચાર વખત અજાણતાં પણ બીલીપત્રો ચડ્યાં, તેથી પ્રસન્ન થઇ શ્રી શંકર બોલ્યા કે: 'હે ભીલ! હું તારાપર બહુ પ્રસન્ન છું. તારી ઇચ્છા પ્રમાણે તું ભોગ[5] ભોગવ તથા વંશ[6] વૃદ્ધિ થવા દે. આજથી તારૂં નામ 'ગુહ' રાખજે. હે ગુહ! તને દશરથના પુત્ર શ્રીરામચંદ્રજી તારે ઘરે પધારી દર્શન આપશે, ને તને અમૂલ્ય મોક્ષપદની[7] પ્રાપ્તિ[8] થશે.' પાસે ઉભેલા મૃગ કુટુંબને તેમના આપત્તિ વખતે પણ અચલ ટેકને[9] લીધે શ્રીશંકરે પ્રસન્ન થઇ મૃગના અવતારથી મુકત[10] કર્યું. અને દિવ્ય[11] દેહનું વરદાન[12] આપી વિમાનમાં[13] બેસાડી સ્વર્ગે મોકલ્યું. (શિ૦ પુ૦ જ્ઞા૦ સં૦ અ૦ ૭૪.)

---

૧. માઠાં કામો. ૨. જીંદગી. ૩. એળે કાઢે છે. ૪. પોતાને ઠેકાણે. ૫. દુનિયાની મજા. ૬. છયાં છોકરાંનો વધારો. ૭. મુક્તિ. ૮. મળશે. ૯. બોલેલું પાળવું તે. ૧૦. છોડયું. ૧૧. દેવતા જેવું. ૧૨. વચન. ૧૩. દેવો જેમાં બેસીને ફરે છે તે રથ.

## સાર

મૃગ જેવા પામર[1] જીવો પણ એકવચની[2] જોવામાં આવે છે તો મનુષ્યે પ્રાણાન્ત[3] લગી પોતાનું વચન પાળવું જોઇએ. સત્ય ને ટેક રાખનારાનો આખરે જય[5] થયા વગર રહેતો નથી તે ઉપરની વાતથી સાબિત થાય છે. તેમ છતાં મરણને શરણ[6] થવું પડે તોપણ મહાન્ પુરૂષો અડગ[7] મનથી ને શાંત ચિત્તે દુઃખો સહન કરે છે, પણ પોતાનું વેણ જવા દેતા નથી. જુઓ, સત્યનો મહિમા[8] કેવો છે! જન્મથી જ જે દયાનો કટ્ટો[9] વેરી હતો તેવા ભીલના મનમાં પણ દયાએ વાસો[10] કર્યો અને મૃગ કુટુંબના અનાથ[11] જીવો ઉગર્યા.

---

## વાત

## સંન્યાસી અને કુતરો.

ભગવાન રામચંદ્રજી અયોધ્યામાં રાજ્ય કરતા હતા. લોકો સૌ સુખી હતા. કોઇ કોઇને દુઃખ કે પીડા ઉપજાવી શકતું નહિ. ગુન્હેગારને ઘટતી શિક્ષા કરવામાં આવતી તેથી અન્યાય કે અધર્મથી કોઈ ચાલી શકતું નહિ. રામચંદ્રજીના અદૂલ ઇનસાફ ઉપર સર્વ પશુ પ્રાણીઓને એક સરખો વિશ્વાસ હતો, અને લોકો સલાહશાંતિથી સુખ ચેનમાં દિવસો ગુજારતા હતા. એક દિવસે અયોધ્યામાં રહેતો

---

૧. હલકા. ૨. પોતે બોલેલું વચન ન ફેરવે તેવા. ૩. પ્રાણનો અંત એટલે મૃત્યુ. ૪. છેવટે. ૫. જીત. ૬. તાબે. ૭. ડગે કે ચળે નહિ તેવું. ૮. પ્રભાવ. ૯. ખરેખરો, પાકો. ૧૦. રહેઠાણ. ૧૧. ન ધણીયાતા, જેનું કોઇ ધણીધોરી નહિ એવા.

એક સંન્યાસી સવારમાં સર્યુ નદીમાં સ્નાન કરી પોતાને સ્થળે ચાલ્યો જતો હતો. ધોરી રસ્તા ઉપર એક કૂતરો બેઠો હતો, તેણે તેના જાતિ સ્વભાવ પ્રમાણે કાન ફફડાવી માથું ધૂણાવ્યું. કૃતરાના મોંમાંથી હમેશાં લાળ છૂટયાં કરતી હોય છે. તેથી તેણે ડોકું ધુણાવ્યું એટલે લાળના છાંટા પેલો સંન્યાસી જે પાસે થઇને નીકળ્યો તેના ઉપર પડયા. કૂતરાએ પોતાનો દેહ અપવિત્ર કર્યો એમ માની સંન્યાસી ચીડાઇને બોલ્યો કે: 'અરે! દુષ્ટ, તેં મારો દેહ અપવિત્ર કર્યો.' કૂતરો બોલ્યો કે: 'બાપજી, મેં કાંઇ તમને અપવિત્ર કરવાના ઇરાદાથી માથું ધુણાવ્યું નથી. અમારા જાતિસ્વભાવ મુજબ અમારૂં વખતોવખત માથું ધુણ્યા કરે તેમ અત્યારે થઇ ગયું છે. તો પણ તમારો દેહ અશુદ્ધ થયો તે માટે મને ક્ષમા કરો.' જેમ જેમ તે કૂતરો દીનતા ભરેલાં વચનો બોલતો ગયો તેમ તેમ સન્યાસી ચિડાતો ગયો, અને ક્રોધ કરી પોતાના હાથમાં દંડ હતો તે વતી બે ચાર પ્રહાર કરી લીધા. કૂતરો ખામોશ પકડી અને બોલ્યો કે: 'તમે મને વગર વાંકે માર્યો માટે રામચંદ્રજીના આ નેક રાજ્યમાં મને પણ ઇનસાફ મેળવવાનો હક છે. તે મેળવ્યા પહેલાં તમે જાઓ તો તમને રામની દુવાઈ છે.' પછી બન્ને રાજાની સભામાં ગયા. હવે અહીં એવો રીવાજ હતો કે કોઇ પણ દુઃખી ફરી યાદી રાજાને મળવા ધારતો હોય તેણે રાજસભા પાસે ટાંગેલો ઘંટ વગાડવો. એ મુજબ ઘંટની દોરી કુતરાએ ખેંચી એટલે તેનો અવાજ સાંભળી સભામાં બિરાજેલા રામચંદ્રજીએ પોતાના ભાઈ લક્ષ્મણને આજ્ઞા કરી કે: 'જાઓ, જુઓ, કોઇ દુઃખી ન્યાય મેળવવા આવેલો જણાય છે, તેને અહીં તેડી લાવો.' ભગવાનની આજ્ઞા સાંભળી લક્ષ્મ-

ણુજી ત્યાં ગયા અને સંન્યાસી તથા કુતરાને રાજા પાસે તેડી લાવ્યા. રાજાએ શ્વાનને પૂછ્યું: 'તમારી શું ફરિયાદ છે?' કુતરે જવાબ આપ્યો કે: 'મહારાજ! આપના નેક રાજ્યમાં આ સંન્યાસીએ મને વગર વાંકે ચાર પાંચ દંડીકા મારી લીધા, માટે ઘટતો ઇન્સાફ આપવા કૃપા કરો.' પછી ભગવાને સંન્યાસીને પૂછ્યું કે: 'તમે આ કુતરાને માર્યો છે કે કેમ? અને માર્યો હોય તો શા કારણથી માર્યો તેનો જવાબ આપો.' સંન્યાસી બોલ્યો કે: 'હું નદીમાં દેહ શુધ્ધિ કરીને ચાલ્યો આવતો હતો તેવામાં પોતાની લાળના છાંટા ઉરાડી મને આ કુતરાએ અપવિત્ર કર્યો. તેથી ક્રોધને વશ થઇ મેં તેને માર્યો.' હવે ભગવાને શ્વાનને પૂછ્યું કે: 'તમે સંન્યાસીને છાંટા ઉરાડ્યા તે સાચી વાત છે?' એટલે શ્વાન બોલ્યો કે: 'મહારાજ! સંન્યાસીને અપવિત્ર કરવાનો મારો ઇરાદો બીલકુલ નહોતો, પણ અમારા જાતિસ્વભાવ પ્રમાણે મેં ડોકું ધુણાવ્યું તેથી એમને છાંટા ઉડ્યા. અમારે રહેવાને ઘરબાર કે ઠામ ઠેકાણું હોતું નથી, તેથી અમે ટાઢ, તડકો અને વરસાદની પીડા ભોગવતા જાહેર રસ્તા ઉપર ઉઠી બેસીને અમારો આ ક્ષુદ્ર ભવ[1] પુરો કરીએ છીએ, અને પૂર્વ જન્મનાં પાપ કર્મોનો દુ:ખદાયક બદલો ભોગવીએ છીએ. મને સંન્યાસીએ દંડીકા માર્યા પણ હું ધારત તો તેનો જીવ લેત. પરંતુ મેં ખામોશ પકડી અને વિચાર કર્યો કે પૂર્વ જન્માંતરમાં ક્રોધ અને એવા બીજા દુર્ગુણોથી મેં પાપી કામો કર્યાં હશે એથી આવા નીચ પ્રાણીમાં મારે જન્મ લેવો પડ્યો, અને આ

---

૧. જન્મારો.

ભવમાં પણ જો એવા જ આચરણ આચરીશ તો કોણ જાણે કે આથી એ કેવો હલકો જન્મ મારે લેવો પડશે.' રાજાએ બંનેની વાત સાંભળી લઇ ઇનસાફ આપ્યોકે: 'હે સંન્યાસી! તમે આ કુતરાને વિના અપરાધે માર્યો છે. સંન્યાસીનું ભૂષણ ક્ષમા છે તે તમારામાં બીલકુલ જોવામાં આવતી નથી. સંન્યાસીનાં લૂગડાં પહેરી હાથમાં દંડ રાખવો એથી કાંઇ તમે સંન્યાસી થઇ શકતા નથી, પણ ક્ષમા આદિ શુભ ગુણો ધારણ કરવાથીજ મનુષ્ય ભગવાં લુગડાં પહેર્યા વગર સંન્યાસી થઈ શકે છે. તમે ઉંચ જાતિમાં અવતાર લીધો છે, અને આ કુતરા જેટલી પણ ક્ષમા બતાવી શકયા નથી એ ખેદની વાત છે. બ્રાહ્મણને હું પૂજ્ય ગણું છું એટલે તમને શિક્ષા કરવા મારૂં મન સંકોચ પામે છે, પણ બીજી તરફથી વિચાર કરતાં જણાય છે કે ક્ષત્રિયોનો ખરો ધર્મ ગુન્હેગારોને શિક્ષા કરી પ્રજાને રક્ષણ આપવાનો છે, એટલે તમને યોગ્ય શિક્ષા કર્યા વગર જવા દેવા એ રાજાનો ધર્મ ચુકવા બરાબર છે. તથાપ તમે ઉંચ જ્ઞાતિના છો એટલે તમારે લાયકની શિક્ષા કરવામાં આવે છે; એમ કહી સેવકોને હુકમ કર્યો કે: ' નીચ વર્ણના લોકોને ગધેડે બેસાડી ગામમાં ફેરવવાનો રીવાજ છે. પણ આ બ્રાહ્મણ છે તેથી તેને હાથી ઉપર બેસાડી ગામમાં ફેરવી કાઢી મૂકજો.' પછી તે મુજબ શિક્ષા અમલમાં મૂકવામાં આવી, અને એક કુતરા જેવા હલકા પ્રાણીને પણ અદલ ન્યાય મળેલો જોઇ લોકોમાં બહુ સંતોષ ફેલાયો.

( રા૦ ઉ૦ કાં૦ અ૦ ૨૩. )

## સાર

સંન્યાસીમાં કેવા ગુણો જોઇએ, રાજાનો કેવો ધર્મ છે, અને જન્માંતરો ઉંચા નીચા દરજ્જાના પ્રાણીઓમાં શાથી થાય છે તે આ વાત બતાવી આપે છે.

---

## વાર્તા ૨૪
## સોનાનો નોળીઓ

કોઈ એક ગરીબ બ્રાહ્મણ હતો. તેણે ઉગ્-છવ્રત લીધું હતું, એટલે જ્યાં ત્યાં રખડીને દાણા વીણી લાવે અને તેટલાથી પોતાનું તથા પોતાના કુટુંબનું ગુજરાન સંતોષવૃત્તિથી ચલાવે તેનું નામ ઉગ્-છવ્રત. આથી ભાગ્યે જ એક બે રોટલા જેટલો લોટ તે મેળવી શકતો, અને ઘરમાં તેની સ્ત્રી, તેનો દીકરો, અને દીકરાની વહુ તથા પોતે મળી જે ટુકડો ટુકડો રોટલો ભાગે આવે તે આનંદથી ખાઇ દિવસો ગુજારતાં હતાં; તેમનાં શરીર કૃષ[1] થઇ ગયેલાં હતાં, અને શરીરપર પહેરવાને પૂરાં વસ્ત્રો પણ નહોતાં. એક દિવસ કોઇએક ભૂખ્યો બ્રાહ્મણ તેમને બારણે ચડી આવ્યો. તે દિવસે થોડાએક જવના દાણા બ્રાહ્મણ વીણી લાવ્યો હતો તેને દળીને લોટ કરી ઘરનાં ચારે જણાં સરખે ભાગે વહેંચી લઈ ખાવા બેસતાં હતાં, તેવામાં આ અતિથિ[2] બ્રાહ્મણનું આવવું થતાં હરખભેર પેલા ગરીબ બ્રાહ્મણે તેને આદર સત્કાર આપ્યો, અને તેને ભૂખ્યો અને થાકી ગયેલો જોઇ કહ્યું કે: 'મહારાજ, કૃપા કરી મારી મ્હેમાનગીરી સ્વીકારો.' એમ કહી પોતાને ભાગે આવેલો જવનો લોટ અતિથિના મોં આગળ ધર્યો. ભૂખ્યો અતિથિ જલદી ખાઇ રહ્યો, એટલે બ્રાહ્મણની સ્ત્રીએ પોતાનો ભાગ પોતાના ધણી આગળ મૂકી નમનતાઇથી તેને વિનવ્યો કે: 'આ મારો ભાગ અતિથિને આપો.' પોતાની સ્ત્રીના હાડપીંજર જેવા થઇ ગયેલા શુષ્ક[3] શરીરનો ખ્યાલ કરી બ્રાહ્મણે કહ્યું કે: 'તમારો ભાગ તમે જ ખાઓ, નહિ તો તમારો દેહ ટકશે નહિ, અને મારા ગરીબ ઘરનો ગૃહસ્થાશ્રમનો ટેકો ટુટી પડશે." પણ પેલી સાધ્વી સ્ત્રીએ આજીજીથી કહ્યું કે: 'મારો ભાગ ખાવા કરતાં અતિથિનું

---

૧. દુબળાં. ૨. મ્હેમાન, પરોણો. ૩. સુકું.

સન્માન કરવામાં હું વધારે આનંદ માનું છું, માટે કૃપા કરી તેનો સ્વીકાર કરો.' સ્ત્રીનો આગ્રહ જોઈ બ્રાહ્મણે તેનો ભાગ પણ અતિથિ આગળ ધર્યો, અને તે પણ તે આતુરતાથી ખાઈ ગયો. હવે બ્રાહ્મણનો પુત્ર કે જે પણ અતિથિધર્મનું મહાત્મ્ય સારી રીતે સમજતો હતો તે પોતાના ભાગ સહિત આગળ આવ્યો, અને પિતાને વિનતિ કરી કે: 'આ મારો અલ્પ ભાગ પણ અતિથિને જમાડો.' વાત્સલ્ય પ્રેમથી પ્રેરાઈ પિતાએ તેનો ભાગ અંગીકાર કરવા ના પાડી અને કહ્યું કે: 'બાપુ, આટલો ક્ષુલ્લક ભાગ પણ જો તું નહિ આરોગે તો મારી વૃદ્ધાવસ્થાના ટેકારૂપ તારા પ્રાણ કેવી રીતે ટકી શકશે? માટે તું સુખેથી તારો ભાગ જમી જા.' પુત્રે પ્રત્યુત્તર વાળ્યો કે: 'પિતાજી, દેવ સમાન અતિથિ આગળ ધરવાને આપણા ઘરમાં જવના લોટ સિવાય બીજું શું છે? અને તે પણ સ્વીકારવાની આપ ના પાડો છો તો પછી મારા જેવો હિણભાગી આ લોકમાં ભાગ્યેજ કોઇ હશે એમ ધારૂં છું.' પુત્રને ઓછું આણતો જોઇ પિતાએ નેત્રમાં આંસુ સહિત તેનો ભાગ ગ્રહણ કરી અતિથિ પાસે મૂકયો. તે પણ અતિથિ ઝટવારમાં ખાઇ ગયો. હવે દીકરાની વહુનો વારો આવ્યો. તેણે પોતાનો ભાગ સસરા આગળ મૂકી કહ્યું કે: 'સસરાજી, આ મારો ભાણ અતિથિને અર્પણ કરી મને કૃતાર્થ કરો.' 'બ્રાહ્મણ બોલ્યો: 'બેટા, તમારૂં વય કોમળ છે, તમે સુખ દુઃખ અનુભવ્યાં નથી, અને આ જરા જેટલો જવનો આટો તમે નહિ લો તો ભૂખનું દુઃખ તમારાથી સહન થઇ શકશે નહિ. માટે હું તમને આગ્રહથી વિનવું છું કે તમે તમારો ભાગ ખાઈ સુખી રહો.' વહુએ ઉત્તર વાળ્યો કે: 'પિતાજી. અતિથિની સેવાનો મોટો લાભ ભાગ્યશાળી મનુષ્યોને જ મળે છે. ઘણા પુણ્યના સંચયથી આવો શુભ પ્રસંગ મળ્યો હોય તે કયો અભાગી માણસ ગુમાવે? ખાવાનું તો આજે

નહિ તો કાલે પણ મળશે પણ અતિથિનો સત્કાર કરવાની આવી શુભ તક ફરી મળશે તેની શી ખાત્રી? માટે આપ દુઃખ ધર્યા વગર વિના સંકોચે મારો ભાગ સ્વીકારી અતિથિને સંતુષ્ટ કરો એટલે મને ભાત-ભાતનાં ભોજન જમ્યા કરતાં પણ અધિક આનંદ થશે.' પુત્રવધૂનં એ ભાષણ સાંભળી બ્રાહ્મણથી ના કહેવાઇ નહિ. તેણે તરતજ વહુના ભાગ બ્રાહ્મણને આપ્યો, અને બ્રાહ્મણ તે ખાઇને સંતુષ્ટ થયો. એટલામાં ઘરની અંદર જળહળ પ્રકાશ પડવા લાગ્યો, અને ત્યાં પડેલ. કોઈ જવના દાણામાં એક નોળીઓ ફરતો ફરતો આવી ચડી આળોટવા લાગ્યો, તેથી તેનો દેહ અર્ધો સુવર્ણનો બની ગયો. આ આશ્ચર્યકારક બનાવ જોઇ બ્રાહ્મણ અને તેનું કુટુંબ વિસ્મિત થઇ ગયું એટલામાં પેલો અતિથિ બ્રાહ્મણ જે કોઇ જ નહિ, પણ સાક્ષાત્ ધર્મ-રાજા પંડે હતા, તે પોતાના સ્વરૂપે પ્રગટ થયા અને સૌ તેમનાં દર્શન કરી આનંદ માનવા લાગ્યાં. (મહા ભા૦ વ૦ ૫૦ અ૦ ૨૯.)

## સાર

આંગણે આવેલા અતિથિનો પોતાની શકિત મુજબ શ્રદ્ધાપૂર્વક સત્કાર કરવો એવું શાસ્ત્રોનું ફરમાન છે, તેથી ઉલટી રીતે વર્તન કરનારાં મનુષ્યો સત્પથનું ઉલ્લંઘન કરી પોતાનો ખરો ધર્મ ચુકે છે. ધન અને અને સમૃદ્ધિથીજ સત્કાર કરી શકાય છે એવું માનનારા મનુષ્યો ભુલી જાય છે કે: 'ઘરશાહી પરોણો હોય છે, પણ પરોણાશાહી ઘર હોતું નથી' એ ઉપરની વાતથી ખુલ્લું જણાઇ આવે છે. ધર્મરાજાને યોગ્ય સત્કા· મળે એવું આ બ્રાહ્મણનું ઘર નહોતું, તથાપિ જે મનોભાવથી તેણે અને તેના કુટુંબે સત્કાર કર્યો હતો તે લાખો રૂપીયા ખરચીને કરેલા સત્કારથી અધિક હતો એમ હરકોઇ વાંચનાર કબૂલ કરશે.

---